# બૃહદ્ ગ્રન્થાવલિ

પુ૦ ૧ એક ક્રાન્તિકારની આત્મકથા
ભાગ ૧ ૧-૪-૦

પુ૦ ૨ એક ક્રાન્તિકારની આત્મકથા
ભાગ ૨ ૧-૪-૦

*પુ૦ ૩ મારી જન્મટીપ [ પૂર્વાર્ધ ] ૨-૦-૦

*પુ૦ ૪ મારી જન્મટીપ [ ઉત્તરાર્ધ ] ૨-૮-૦

પુ૦ ૫ ઇશ્વરનો ઇનકાર ૧-૦-૦

પુ૦ ૬ ગાતા આસોપાલવ ૧-૮-૦

* જપ્ત થયાં છે

# ગાતા આસોપાલવ

સ્નેહરશ્મિ




પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

કિં. ૧-૮-૦

સં. ૧૯૯૦

મારાં

પરમ પૂજ્ય માતુશ્રીને

# નિવેદન

કોઈક દિવસ હું વાર્તા લખીશ એવો મને કદી વિચાર આવ્યો ન હતો; એટલે આ સંગ્રહમાંની વાતો અને એની પહેલાં પ્રસિદ્ધ થઈ ગયેલ ' તૂટેલા તાર ' માંની વાતોને હું એક અકસ્માત જ લેખું છું.

એ અકસ્માત અનેક અકસ્માતોની પરંપરાના એક છેવટના મણકા જેવો છે. તે બધા અકસ્માતોની વિગતમા તો મારાથી નહિ ઊતરાય. પરંતુ એક ઘટનાનો ઉલ્લેખ અનિવાર્ય છે. જો કોઈ એકાદ અકસ્માતથી મારે સાબરમતી જેલની એકાન્ત કોટડીઓ–' અંધારી ' માં થોડાક મહિના ફરજિયાત રહેવાનું થયુ ન હોત, અને તે અંધા-રીમાં અત્યંત સૂક્ષ્મ અને ઊંચી સાહિત્યાભિરુચિવાળા યુવાન ભાઈ ભગવાનદાસના સાથનો અકસ્માત સાંપડ્યો ન હોત તો આ વાતો કદી લખાઈ ન હોત.

એ એકાન્તવાસને લીધે જે જે મેં જોયું હતું, અનુભવ્યું હતુ, વાંચ્યું, વિચાર્યું કે સાંભળ્યું હતુ તે બધું અનેક રીતે મનમા

વારંવાર ઘૂંટાવા લાગ્યુ તેમાના અનેક પ્રશ્નો, પ્રસગો વગેરે મૂર્ત સ્વરૂપ પામવા જાણે તોફાન કરી રહ્યા. ભાઇ ભગવાનદાસને વાત-વાતમા એ બધુ મે કહ્યુ, ને તેમણે સૂચવ્યું "આ બધાને તમે ટૂંકી વાતોમા કેમ ન વણી લો ?" પહેલા તો મે એ સૂચના તરફ ધ્યાન ન આપ્યુ, પણ ભાઇ ભગવાનદાસ સતત મંડયા જ રહ્યા, અને જેલમાં માથા પર બેસી મુકાદમ જેમ વરદી પૂરી કરાવે તેમ તેમણે મારી પાસે રોજની રીતસરની વરદી લેવા માંડી. પરિણામે, ત્રણ મહિના જેટલા સમયમાં લગભગ ૪૦–૪૫ જેટલી નાનીમોટી ટૂંકી વાતો અને એટલાં કાવ્યો લખાયાં તેમાથી વીણીને સત્તર આ સગ્રહમાં મૂકું છું

વાતો સંબધી આથી વધુ મારે બહુ ઓછુ કહેવાનું છે, તે એથી કે વાતો સંબધી ખરેખર જો કઇ કહેવું હોય તો તે દરેકનો ઇતિહાસ અપાવો જોઇએ, અને એમ કરવા જતા પ્રસ્તાવના કદાચ વાતો કરતાં લાંબી બની જાય, એટલે એટલુ જ નોધીશ કે 'કવિ' અને 'હસ-નની ઈજાર'ના અપવાદ સિવાય આ સંગ્રહમાંની બીજી કોઈ પણ વાત કોઈ અન્ય વાતના સૂચન ઉપરથી કે અનુવાદ તરીકે નથી લખાઈ. 'કવિ' વાત 'હસનની ઈજાર' નામની એક રશિયન વાતના એક કેન્દ્રસ્થ વિચાર ઉપર વારવાર ચિન્તન કરવામાથી જન્મી હતી. 'હસનની ઇજાર' તેની લાક્ષણિક શૈલી માટે મને અસાધારણ લાગેલી હોવાથી, અને જે એ વાતને અંગ્રેજીમા વાચવાનો લાભ લઈ શકે એમ નથી તેને પણ એનો લાભ મળે એ હેતુથી, અને 'કવિ' ઉપર કેટલે અંશે એનું ઋણ છે તેની પણ કલ્પના આવી શકે તેથી 'હસનની ઈજાર'નો ગુજરાતી અનુવાદ કરી આ સંગ્રહમાં મૂક્યો છે. 'ગરીબનો દીકરો' એક સાચી ઘટના છે અને મને તે શ્રી રવિશંકર વ્યાસ પાસેથી તેમના અનુભવોના વિપુલ રત્નભંડારમાથી સાપડી હતી. 'ગૌરી' વાતમાનો એક પ્રસંગ–ભટાકા તોળતા ગૌરી પત્રિકા સેરવી દે છે તે–૧૯૩૦ અને '૩૨ પછી ગુજરાત માટે નવો નથી કે જેથી

મેક્સિમ ગોર્કીની 'મધર'મા આવતી એવી એક ઘટનાનું એની ઉપર ઋણ બતાવવાની જરૂર હોય. 'મધર'માથી એ પ્રસંગ વાચ્યો ન હોત તો પણ 'ગોરી'મા વર્ણવાએલી ઘટના એ જ રીતે ચીતરાત એમ નમ્રતાથી છતા કોઈ પણ જાતના સંકોચ વિના નોધું છુ. બાકી "જુજવે રૂપ અનન્ત ભાસે" એવા આ વિશ્વક્રમમાં દેખીતાં વૈવિધ્ય પાછળ એક દુર્નિવાર-એકતા રહેલી છે તે જ બધી વાતોના મૂળમાં નથી ?

અન્તમાં, જે જેલવાસી મિત્રોની પ્રેરણાથી આ વાતો લખાઈ તેમનો તથા આ બધી વાતો અને 'તૂટેલા તાર'ની બધી વાતોનાં પ્રૂફ તપાસવાનું અતિ કંટાળાભર્યું કામ અપાર સ્નેહ અને કાળજીથી કરનાર મારા મિત્ર ભાઈ શંકરદત્ત શાસ્ત્રીનો, અને જેમની કાળજી અને ઉત્સાહથી બધી વાતો આટલી જલદી પ્રકાશમાં આવી શકે છે તે મારા સ્નેહી ભાઈ રણછોડજી મિસ્ત્રીનો આભાર માની, જેલના સળિયા પાછળ લખેલી આ વાતોને તે સળિયાની બહાર આજ વિનીત ભાવે મૂકું છું.

વીલે પારલે (વેસ્ટ),
૨૧-૬-૩૪

ઝીણાભાઈ ર. દેસાઈ

# અનુક્રમણિકા

# ગાતા આસોપાલવ

સૂરજને પશ્ચિમની ક્ષિતિજરેખા તરફ ઢળતો જોતાં મને ચિન્તા થવા લાગી. આ એકાન્ત જંગલમાં જો રાતવાસા માટે કોઈ સુરક્ષિત સ્થળ ન મળ્યુ તો પછી ખુદ વિધાતા પણ મને નહિ ઉગારી શકે. પાસેની એક ઊંચી ટેકરી ઉપર હું ચડ્યો મેં ચારે બાજુએ નજર નાખી. દક્ષિણ દિશામાં માઇલેક ઉપર હરિયાળા ઝાડોની ઘટા જેવું દેખાયુ ઝાડોની બે સમાન્તર હાર પણ માલમ પડી. કોઈ એકાદ ગામડું ત્યાં હોવુ જોઈએ એવી મને ખાતરી થઈ અને આશામા ને આશામા મે તે દિશામા ચાલવા માંડયું. ચાલતાં ચાલતા મારા પગ ભરાઈ આવ્યા. મને લાગ્યુ કે માઇલિ તો ક્યારનો થઈ ગયો, પણ હજુ ગામ કેમ દેખાતું નથી ? તેમાં અધૂરામા પૂરો ભાણ પણ ડૂબ્યો, અને થોડી વારમાં તો અધકારનાં પગલા પણ સંભળાવા માડયા. સૂકાં પાંદડાઓમા પવન અટ્ટહાસ્ય કરી રહ્યો હતો મારા હૃદયમાં જાગતી ભીતિને નિવારવા સિસોટીમા હું એકાદ રાગના સૂર વગાડવા મડ્યો. પગમા કળતર તો હવે પારવિનાનુ થવા માડ્યુ, અને ચાલવાનું કામ પગે કર્યું હતુ

છતાં હાથ પણ જાણે થાકી લોથપોથ થઈ ગયા હોય તેમ જડ જેવા બની શરીર ઉપર ભાર લટકાવ્યો હોય તેવા બની ગયા. મને બીતિ લાગી તેવુ જ છેક મારું દુર્ભાગ્ય ન હતુ કોઈ વાછરડીના બરાડવાનો અવાજ સાંભળી, જાણે તારણહારનો જ તે સાદ ન હોય તેમ મને લાગ્યુ—તેમા મને કોઈ અનુપમ સગીતનો ભાસ થયો. ટેકરી ઉપરથી કરેલુ અનુમાન છેક ખોટુ ન હતુ એ ઝાડો માણસોની વસ્તીના સૂચક હતા હુ કોઈ એક ગામની ભાગોળે આવી પહોંચ્યો હતો તે વિશે હવે મને જરા પણ શકા રહી નહિ ગામ નાનકડુ પણ રળિયામણ લાગતુ હતુ ભાગોળે એક નાનુ સુંદર તળાવ હતું. તળાવ ઉપર એક મંદિર હતું. મદિરમાં દીવો બળી રહ્યો હતો તે ઉપરથી ત્યા કોઈક હોવુ જોઈએ એમ મેં અનુમાન કર્યું. ગામમા જઈ કોઈ અજાણ્યા પાસે આશ્રય માગવા કરતા મદિર જેવી સાર્વજનિક સસ્થાનો આશ્રય શો ખોટો એમ મારા મનમાં સ્ફુર્યું મે મદિર તરફ ચાલવા માડ્યું મંદિરના આગણામા બે આસોપાલવના ઝાડો એકબીજાની તદ્દન નિકટ, જાણે એકબીજાના કાનમા કઈ વાત કરી રહ્યા હોય, જાણે એક-બીજાને ગળે વળગી રહ્યાં હોય એવા મે જોયા. સ્થળની આવી રમણીયતા જોતા જ મારો થાક ઊતરી ગયો અદર પેસતા મને પૂજારી સામો મળ્યો. મેં તેને નમસ્કાર કર્યા અને કહ્યું.

"મહારાજ, રાતવાસો અહી કરવો છે. એકાદ ઓરડી આપશો તો ઉપકાર."

મહારાજ મારા તરફ ધારીધારીને જાણે જોઈ રહ્યા હોય એમ મને લાગ્યુ મેં તરત જ વાત ફેરવી·

"આરતી થઈ ગઈ? મને દર્શન નહિ કરાવો?" એમ કહી હુ પગથિયા ચડવા લાગ્યો. મહારાજ પાછળ પાછળ આવ્યા. મદિરમા કોની મૂર્તિ હતી તે તપાસ્યા કર્યા વિના કે બીજી કોઈ

પણ જાતની પૂછપરછ વિના હુ પગે પડચો અને ગજવામાંથી એક રૂપિયો કાઢી મે ઉબરા પર ધર્યો. રૂપિયો જોતા મહારાજ જાણે કોઈ ચિરપરિચિત મિત્ર હોય તેમ બોલી ઊઠચા:

" આ જુગલદેવતાનુ સત તો ભારે હો. એ જાગતા દેવ છે "

પણ મારે આજે જાગતા દેવની જરૂર ન હતી. મારે જાતે ઊંઘતા દેવ બનવુ હતુ, પણ તે પહેલા આ મહારાજદેવને પ્રસન્ન કર્યે જ છૂટકો હતો, એટલે મે કહ્યુ.

" એમ કે ? ત્યારે તો આપણા બધા મનોરથો પણ એ પાર પાડતા હશે ? "

" જરૂર, " મહારાજે ઉમળકાભેર જવાબ આપ્યો તેમને રાતવાસાની વાત યાદ આવી એટલે બોલ્યા:

" આ પાસેની ઓરડીમા તમે સૂઈ રહેશો તો વાંધો નથી. અને અહીં ભો જેવુ પણ કઈ નથી "

" ના રે, મારે ડરવા જેવુ પણ શુ છે ? આ તો ઠીક છે કે રસ્તો જડી આવ્યો, નહિ તો જગલમાં જ સૂવુ પડત ને ? "

રૂપિયાએ પોતાનુ ધાર્યું કામ કર્યું હતુ મહારાજે મને એક ઓરડી ખોલી આપી. એક ગોદડુ, ઓશીકુ ને ચાદર પણ તે આપી ગયા મારે તેની જરૂર ન હતી, પણ તેમણે આગ્રહ કરીને મને તે આપ્યા થાક અને ક્ષુધા મને ક્યારના લાગ્યા હતા, પણ મારી પાસે ભાથું હતુ તે ભાણુ ડૂબતા પહેલા જ વાપરી નાખી ક્ષુધાનુ તો મેં ક્યારનુ સમાધાન કરી દીધુ હતુ એટલે મહારાજે ખાવા સંબંધી પૂછપરછ કરવાનો વિવેક કર્યો તેનો મેં સીધો ઉત્તર આપી ટૂકમાં પતાવ્યુ.

મહારાજને વદાય કરી હુ નિરાંતે સૂતો. નિઃસ્તબ્ધ શાન્ત રજની ધરતી ઉપર પોતાની પાંખ પસારી રહી હતી બારીમાંથી ડોકિયાં કરતી શીતળ ચાંદની તેના અમૃતમીઠા સ્પર્શથી મારો

થાક ઉતારી મારા પોપચામાં ઘેન ભરી રહી હતી. ધીરેધીરે હુ ગાઢ નિદ્રામા પડ્યો. આમ લગભગ ત્રણેક કલાક હુ ઊઘ્યો હોઈશ, ત્યા ઊઘમાં મને ભાસ થવા માડ્યો કે મારી નિકટ કોઈ ગાઈ રહ્યુ છે! મને લાગ્યુ કે હું સ્વપ્ન જોઈ રહ્યો છુ. પણ એ ગાન તો ધીરેધીરે વધતું જ ગયુ. તેના નાજુક ધીરા સૂર વાતાવરણમા ઘૂમવા લાગ્યા અનંત નભમા પાંખ ફફડાવી વેદનાનુ કોઈ પખી સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્રો અને તારાઓની પાર જવા મથે એમ તે સૂરમા રહેલું દર્દ, તેમાં રહેલી વેદના ચારે બાજુએ ઘૂમવા લાગી. મારી ઊંઘ ઊડી ગઈ. ગાનના સૂર મને વધુ સ્પષ્ટ થયા. આખું જગત મને એ ગાનની અસર હેઠળ અશ્રુ સારતુ લાગ્યુ. આવુ સંગીત તો મેં કદી પણ સાભળ્યું ન હતું. મને લાગ્યુ કે હું હજી સ્વપ્નમા જ છુ મે મારા હાથ ઉપર હું જાગું છું કે સ્વપ્નમા છુ તે જોવા ચૂંટી ખણી. મને દુ ખ થયુ, પણ તે પણ જાણે મારા સ્વપ્નનો જ એક ભાગ હોય એવો મને ભાસ થયો. પથારીમાથી હુ બેઠો થયો, ઓરડામાં આમતેમ આટા મારવા લાગ્યો. ગાન તો અવિશ્રાન્ત રીતે ચાલ્યાં જ કરતુ હતુ. તે જ દર્દ, તે જ વેદના, તે જ આતુરતા! કોણ ગાતું હશે એ? સામેના આસોપાલવમાથી એ સૂર આવી રહ્યા હોય એમ મને લાગ્યુ હવે મારી ધીરજ ન રહી આવુ અદ્ભુત સગીત કોણ કરી રહ્યુ છે તે જાણ્યા વિના મારાથી કેમ રહેવાય? હુ ઓરડીમાથી બહાર નીકળ્યો મને ન સમજાય એવી ભીતિ લાગવા માડી. પણ ગાનનું એ ઘેન તો ભારે હતું અસહાય બની હુ આસોપાલવ તરફ યત્રવત્ ગયો, પણ ત્યા જતા ધ્રૂજી ઊઠ્યો. ત્યા તો કોઈ જ ન હતુ! એ બે આસોપાલવમાથી જાણે એક સગીત કરી રહ્યો હોય અને બીજામાંથી જેમ સતાર ઉપરના મુખ્ય તારોમાથી નીકળતા સૂરોને ઝીલી સાથેના બીજા તારો વધુ સંગીતમયતા અર્પે તેમ તે સગીતનો પ્રતિધ્વનિ

ગુંજતો હોય એવો મને ભાસ થયો. હું દિઙ્મૂઢ બની ગયો. મારી છાતી ધડકવા લાગી. આવું અશરીર સંગીત! અને આવું વેદનાભર્યું! ભૂતપ્રેતની વાતોમાં હું માનતો નથી, પણ આનો અર્થ શો? પણ વધુ વિચાર કરવાની મારી શક્તિ જ ન હતી. મારા આખા પ્રાણમાં કોઈ અસહ્ય ગમગીની, કોઈ પારાવાર વેદનાનું મને ભાન થવા લાગ્યું. મારી આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આ કેવું! હું અકળાયો. એ સંગીત મને અસહ્ય થયું. મારું ચાલત તો હું એ બંધ કરાવત; પણ સંગીત તો પસરતું જ ચાલ્યું. ચારે બાજુએ જાણે કરૂણતાનો સાગર લહેરાતો હોય એમ મને લાગ્યું. આજે પણ તેનો વિચાર કરતાં તે ગાન તેની એ અસહ્ય કરુણતાસહ મારા કાન આગળ ગુંજે છે, અને મારું મન ઉદાસ બની જાય છે. લગભગ મળસ્કે ચાર વાગ્યા સુધી એવી રીતે એ ગાન ચાલું રહ્યું. પછી ધીરે-ધીરે તે દૂરદૂર જાણે જઈ રહ્યું હોય, અને આંસુ સારતા ઊભેલા શાન્ત પહાડોની પાર કોઈ અગમ્ય અણદીઠ ગૂઢ સ્થળ તરફ વિરાટના પ્રસુપ્ત હૃદયના એકેએક તારને કંપાવતું તે વિલીન થઈ રહ્યું હોય એમ મને લાગ્યું. પછી પ્રશાન્ત નીરવતા પસરી, પણ આ તે શાન્તિ હતી કે મૃત્યુની ગાઢ નિદ્રા!

પહેલાં ત્રણ કલાક ઊંઘ્યો તે મારું—ત્યારપછી આખી રાત મટકું પણ શાનું માંડ્યું હોય? પણ એ ચાર વાગ્યા પછીના કલાકો તો મને કેવળ અસહ્ય થઈ પડ્યા. ક્યારે સવાર પડે ને મહારાજને એ સંગીત સંબંધી હું પૂછું તેની જ મને તાલાવેલી લાગી, પણ સવારે મહારાજ આવતાં તેમને હું કંઈ પણ કહું તે પહેલાં તો તેમણે જ પૂછ્યું.

"રાતે તમે કોઈને ગાતાં સાંભળ્યું? તમને એ તો હું કહેવાનું જ ભૂલી ગયો."

મે કહ્યુ· "હા. પણ કોઈ માણસ ગાતુ ન હતુ. જાણે પેલા આસોપાલવ ગાતા હોય એમ લાગતુ હતુ."

"હા, ભાઈ, તમારી વાત ખરી છે. પણ સારુ થયું કે તમને બીક ન લાગી અજાણ્યાને એ સાંભળતાં જરૂર ડર લાગે. દર સૂદ નોમને દિવસે આ જ રીતે આસોપાલવ ગાય છે આ જુગલદેવતાની સ્થાપના પણ એ ગાનને અંગે જ થયેલી છે અને ભાઈ, જુગલદેવતાનુ સત એવું છે કે અમારા ગામમા કોઈ સ્ત્રી વિધવા નથી બનતી."

મહારાજની વાત હુ આતુરતાપૂર્વક સાભળી રહ્યો હતો. પણ આસોપાલવના ગાનનુ રહસ્ય એમા ન આવ્યુ. એટલે મે કહ્યુ

"પણ એ જુગલદેવતાની અને આસોપાલવના ગાનની મને તમે આખી વાત માંડીને કહો"

"ચાલો, હુ તમને માધાકાકા પાસે લઈ જાઉં અમારા ગામમાં સૌથી ઘરડા એ છે તમને તે જુગલદેવતાની વાત કહેશે"

માધાકાકાની ઉંમર કળવી એ મુશ્કેલ હતુ મહારાજે મને રસ્તામા કહ્યુ હતુ કે માધાકાકાની ઉમર એકસોદસ વર્ષની છે. તેમને જોતા તે મને સાવ ખોટુ તો ન જ લાગ્યુ તેમની પાપણુ સુદ્ધાં સફેદ બની ગઈ હતી. તેમના આખા શરીર ઉપર એક કાળો વાળ શોધ્યો જડે એમ ન હતુ મહારાજે મારુ ઓળખાણ કરાવ્યુ માધાકાકાએ મને ભાવપૂર્વક બેસાડયો, અને જે વાત તેમણે અનેક વખત કહી હશે તે મને કહેવા માંડી·

"ઘણા વર્ષ ઉપરની આ વાત છે તે વખતે તમે તો શુ પણ કદાચ તમારા પિતા પણ નહિ જન્મ્યા હોય અમારા ગામમાં બધાનો ધધો ખેતીનો. પણ એક જુવાનને જુદો જ છદ લાગ્યો અમારા બધામાં નાનપણથી જ તે જુદો પડી આવતો ઈશ્વરે તેને ભૂલથી અહીં જન્મ આપ્યો હતો, કોઈ મોટા રાજાના મહેલમા

રાજકુમાર તરીકે શોભવાને જ તે યોગ્ય હતો પણ વિધિના ખેલ કોણ જાણે ? કેટલીક વખત તે એવીએવી વાતો કરતો કે અમને સમજણ ન પડે તેની બધી વાત જ જુદી ફરવા ગયા હોઈએ અને કોઈ એકાદ ઝરણા પાસે જઈ ચડીએ તો તેના ખળખળ વહેતા પાણી તરફ જ મીટ માંડી તે કલાકો સુધી બેસી રહે. કોઈ વાર વળી રસ્તે તારાઓને નીરખતો તે કલાકોના કલાક સુધી જાગે કેટલાક લોકોને તે આથી ઘેલો પણ લાગતો પણ ભાઈ, તે ઘેલો ન હતો અમે ન જોઈએ એવુ તે જોતો હુ તો ત્યારે પણ માનતો હતો કે કોઈ યોગભ્રષ્ટ આત્મા એ હોવો જોઈએ. બધા જુવાનોમા મારી જોડે તેને સૌથી વધુ હળતુ; પણ તેની વાતોમાં મને બહુ સમજણ પડતી નહિ. વારંવાર તે કઈ ગૂઢ અને અગમ્યની વાતો કરતો કોણ જાણે તેને સંગીતનો નાદ કોણે લગાડ્યો ? પણ જ્યારે જ્યારે હું તેને જોતો ત્યારે લગભગ હમેશ તે પોતાની સારંગી ઉપર મંડ્યો જ હોય. તેના બાપ તેને વારંવાર ખેતીમાં ચિત્ત લગાડવા કહેતા પણ તેને તો તેની સારગી ભલી કે વાસળી ભલી. આથી કેટલાક લોકને મન તો તે વઠી ગયેલા જેવો પણ લાગતો મને સંગીતમાં બહુ ગતાગમ નહિ, પણ વારંવાર મને તે ખેંચી જાય અને મારી સાથે બેસી કલાકોના કલાક સારંગી વગાડે. મને તેનું સંગીત ઘણુ ગમતુ, પણ તેની આગળ પૂરા વખાણ કરતા મને ડર લાગતો કારણકે તેની ખેતી તરફ તેનુ બિલકુલ ધ્યાન જ ન હતુ. તેની આ સગીતઘેલછાથી થતી લોકનિંદા તેને કાને પણ આવતી, પણ તેની તો તેને ચિન્તા જ ન હતી

"એક દિવસ તે ગમગીન જેવો મારી પાસે આવ્યો સાંજના ચારેક વાગવા આવ્યા હશે કઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે મને હાથ પકડી એક ઝાડ હેઠળ ખેંચી ગયો ત્યા બેસી તેણે તેની

સારંગી હાથમાં લીધી. મારું હૃદય ધડકવા લાગ્યું. આજનો તેનો દેખાવ જુદો જ હતો. નાજુકતાથી સારંગી ઉપર તેની આંગળીઓ ફરવા માંડી. તેની આગળી હેઠળ જાણે સૂતેલા તારો આતુરતાથી ડૂસકા લેતા જાગી ઊઠ્યા. કોઈ ગેબી ગાન તેમાથી ઝર્યું. આકાશમાં ઊડતા પખીઓ તે સાભળતા અસ્વસ્થ બન્યા, ઝાડપાન, વિશાળ આકાશ, આખી ધરતી જાણે અસ્વસ્થ બની રહ્યા હોય એમ મને લાગ્યુ મારા પ્રાણ પણ અસ્વસ્થ થઈ ગયો. ચારે બાજુએ ગાનની ગમગીન લહરી ફેલાઈ. હળ ખેડતા ખેડૂતો ચાસ અધૂરા નાખી ઉતાવળા ઉતાવળા ઘર તરફ દોડવા મડ્યા. પખીઓ માળા તરફ ઊડવા મડ્યા ગાય, ભેંસ જાણે આતુર બરાડા પાડતી ઘર તરફ પોતાનાં વાછડાંને ભેટવા દોડવા મડી જાણે પ્રાણમા કોઈ અસહ્ય તૃષા જાગતી હોય, જાણે આખું જીવન કોઈ અપૂર્વ મિલનને માટે તલસી રહ્યુ હોય એવું તે સગીત ઝર્યે જતું હતુ. ભાઈ, એ સગીત ન હતુ; સગીતના રૂપમા તેનુ દિલ તે નિચોવી રહ્યો હતો અને કોઈનુ દિલ નિચોવાય ત્યારે કુદરત કેમ સ્થિર રહી શકે? આખું જગત તેની સાથે અશાન્ત બન્યુ હતુ. મારાથી પણ હવે સ્થિર બેસાય એમ ન હતુ હુ અકળાઈ ગયો. તેના હાથ થંભાવવા મેં તેને આજીજી કરી પણ સાભળવા તેને કાન જ ક્યાં હતા? તેને જગતનુ ભાન જ ક્યા હતું? ને તો કોઈ ગૂઢ વેદનામા ડૂબ્યો હતો અંતે મારાથી ન રહેવાયુ મે તેના હાથ અટકાવ્યા તેણે મારા તરફ એક વેદનાભરી દૃષ્ટિ ફેંકી.

"મેં કહ્યુ 'ભાઈ, તારું આ ગાન તો બાળી મૂકે છે જાણે આખા પ્રાણમા કોઈ જ્વાળા ભભૂકે છે એ નથી સહેવાતુ. તુ બંધ કર.'

"'ખરુ છે, પણ મારી જ્વાળા કોણ શમાવે?'

"મે પૂછ્યુ. 'પણ છે શું તે તો કહે. એવી કઈ જ્વાળા છે જે તને તાવે છે?'

"તેણે એક ઊંડો નિસાસો નાખ્યો. તેનું મૌન મને અસહ્ય થઈ પડ્યું. મેં તેને અત્યંત આગ્રહ કર્યો, એટલે તેણે મને કહ્યું :

"'થોડાક દિવસ ઉપર મને એક સ્વપ્ન આવ્યું હતું. કોઈ અનંતતાને આરે જાણે હું ઊભો હોઉં, એક બાજુ કોઈ વિશાળ નિ:સીમ રણ વિસ્તરતું હોય અને બીજી બાજુ કોઈ ગહનઘેરો ઉદધિ ગર્જતો હોય એમ મને લાગ્યું. રણની રેતી સુવર્ણની હતી. ઘડીકમાં હું રણની એ ભવ્ય ક્ષિતિજરેખા તરફ જોતો તો ઘડીકમાં સાગરની ગહનતા માપવા મથતો આમતેમ આંટા મારી રહ્યો હતો. પણ મારી ઉંમર આજે છે તેટલી ન હતી. હું જાણે આઠ-નવ વર્ષનો કિશોર હોઉં એવું લાગતું હતું. મને એકાંત લાગવા માંડ્યું. આવી સુંદર સોનેરી રેતી, આટલો સુંદર કિનારો, તેમાં કોઈ રમનાર સાથી હોય તો કેવું ! મારું દિલ સોબત માટે તલસવા મંડ્યું, મેં રેતીમાંથી જાતજાતની આકૃતિઓ સર્જી, પણ તેની પ્રશંસા કરનાર મારા સિવાય બીજું કોઈ ન હતું. મારા પ્રાણમાં કોઈ આતુર તૃષા જાગી. એવામાં એકાએક થોડે દૂર એક બાલિકાને મેં રમતા જોઈ. મારું હૈયું આનંદથી કૂદી ઊઠ્યું. શું તેનું રૂપ ! નરી કોઈ દેવકન્યા જ ! તે પણ આઠનવ વર્ષની હશે. તેના વાળની કાળાશ આ જગતમાં બીજે ક્યાંય ન જડે—જાણે દિવસ અને રજનીએ એકસાથે બેસી ગૂંથ્યા ન હોય ! અને તેનું ગૌર સ્નિગ્ધ વદન ! તેની વિશાળ ભાવભરી આંખ ! એ બધું કેવી રીતે, કઈ ભાષામાં વર્ણવું ? તેને જોતાં મેં સ્મિત કર્યું. જવાબમાં તેણે એક સ્નિગ્ધ મોહક સ્મિત કર્યું. તેણે તેનાં એ ભોળાં વિશાળ સ્નેહાર્દ્ર નયન વડે, જાણે કોઈ નાનકડું પ્રફુલ્લ કમળ વિકસ્યું હોય એવી નાજુક હથેળી વડે—અરે ! જાણે તેના આખા પ્રાણ વડે મને પોતાની નિકટ બોલાવ્યો. હું મારી રેતીની રમત પડતી મૂકી તેની તરફ દોડ્યો. પણ આ શું ! હું દોડ્યા જ કરું પણ અંતર

તો તેટલું ને તેટલું જ ! કેમે કરીને અંતર ખૂટે જ નહિ, અને તેની નાજુક અંગુલિઓ તો જાણે મને તેડયા જ કરે. અને એ નીલઘેરો ગંભીર ઉદધિ, એ નિ:સીમ અફાટ રણ અને તેની રૂપાળી સુવર્ણવાલુકા એ તો જાણે હુ યુગાન્તર સુધી દોડયા કરુ તો પણ નિ:સીમનાં નિ:સીમ જ રહે એમ મને લાગ્યું. વળી પેલી બાલિકા ઘડીકમા નિકટ, ઘડીકમા દૂર, તો ઘડીકમા અદશ્ય થઈ જાય દોડતા દોડતા મને ખ્યાલ પણ ન રહ્યો કે તે બાલિકા મટી એક કિશોરી—એક યુવતી બની ગઈ હતી. અને હું એક યુવાન બની ગયો હતો ! તેના યૌવનમાથી માદકતા નહિ—નરી સાત્ત્વિકતા નીતરતી હતી. તેના પ્રત્યેક અંગ જાણે તેજતત્ત્વનાં ઘડયા હોય, જાણે બ્રહ્માએ કવિતા, કલા કે સંગીતની દેવીને ઘડવાનાં સ્વપ્નાં સેવતાં તેને સર્જી હોય એમ મને લાગ્યુ તેના લલાટના બન્ને ખૂણા ઉપર ઝૂલતી લટો તેના કાન ઉપર અર્ધચંદ્રની જેમ ફેલાઈ તેના વાંસા ઉપર સેર બની લટકતી હતી. તે સેરમા ત્રણ ગુલાબ સ્મિત કરી રહ્યા હતા, અને તેના દોડવાથી સેર જ્યારે હાલતી ત્યારે કલાની દેવી જ એ સેરમા આવી નૃત્ય કરી રહી હોય એમ મને લાગતું—પણ ના, ના, એ બધુ હું તને પૂરું ન જ સમજાવી શકું, નહિ વર્ણવી શકું. અમે બન્નેએ જાણે આમ દોડયાં જ કર્યું એવામા એ રણના અન્તરમાથી જાણે કોઈ સ્વપ્ન ઊઠતું હોય, જાણે અનંત સાથે તાદાત્મ્ય સાધવા રણ પોતાનો હાથ ઊંચો કરી રહ્યુ હોય એવો મેં આકાશના અગાધ ઊંડાણમાં અદશ્ય થઈ જતો એક મિનારો જોયો પેલી યુવતીને મે મિનારાની સીડી પર ચડતા જોઈ હવે મને આશા આવી. મને થયુ કે અહીં જ તે રહેતી હોવી જોઈએ. હવે તો જરૂર તેને મળી શકાશે. હું મિનારા નિકટ પહોચી ગયો પણ તેની ઊંચાઈ જોતાં આખુ બ્રહ્માંડ મને ચક્કરચક્કર ફરતું દેખાયું. મારી પીઠ ઉપર કાટ-

ખૂણાકારે મારું માથુ ઝુકાવુ તો જ મિનારાના શિખર સુધી નજર પહોચી શકે એટલો તે ઊંચો હતો. આમ છતાં કેવુ આશ્ચર્ય ! આટલી અસાધારણ ઊંચાઈ ઉપર પણ તે તો નજીકથી જેવી દેખાતી હતી તેવડી જ મને માલમ પડી તે જ મધુર, મોહક, પ્રેરક સ્મિત ! તેડી રહેલા તે જ ભાવભર્યા વિશાળ નયન ! મિનારા ઉપર ચડવા હુ સીડી તરફ દોડયો ઉપર પહોંચતાં તો હુ છેક લોથપોથ થઈ ગયો, પણ આશામાં, મિલનના ઉલ્લાસમાં મને એ થાકની પરવા ન હતી. પણ ઉપર જતા મે શુ જોયું ? ત્યાં તો કોઈ જ ન હતુ એવામા નીચેથી જાણે સગીતની કોઈ પ્રચડ હેલી ઊછળી રહી હોય, જાણે દશે દિશામા સ્મિતનો કોઈ ઉજ્જ્વલ પ્રકાશ રેલી રહ્યો હોય એમ મને લાગ્યું. મે નીચે જોયુ તો—'

" 'અરે ! હુ તો અહીં કયારની રાહ જોતી ઊભી છું તમે કયા ચડયા ?'– એવો તેનો મધુર અવાજ આવ્યો અને તેણે વહાલભર્યું સ્મિત કર્યું. પણ એ અવાજ હતો કે સારંગીના નાજુક સૂર ? અરે ! સારંગીમાથી પણ એવા સૂર ન નીકળે ! તેના એ શબ્દો દિશાઓએ ઝીલી તેમાંથી અદ્‌ભુત સગીત પ્રગટાવ્યુ. નીચે જવા હુ સીડી તરફ દોડયો પણ સીડી કયાં ? મિનારાને સીડી જ ન મળે ! ત્યારે હુ ઉપર આવ્યો કેવી રીતે ? અને નીચેથી તેનો આતુર સાદ તેનુ નિમત્રણ તો આપ્યે જ જતો હતો. મે નીચે જોયુ મને આખે તમ્મર આવ્યા કેવી ઊચાઈ ! નીચે જોવાની પણ હિંમત કેમ કરી શકાય ? પણ શું મારે એ ઊચાઈથી ડરી જવુ અને તેને મળવા કઈ જ ન કરવુ ? કેવી તે બોલાવી રહી હતી ! તેના પ્રત્યેક અંગમાં મિલન માટેની ઉત્સુકતા કેવી ગાડી બની મને ઇસારા કરી રહી હતી ! મે આખ મીચી દીધી. એ ભયકર ઊચાઈએથી જમીન ઉપર પડતુ મૂકયું. મને ખાતરી હતી કે હું નીચે પહોચુ તે પહેલા તો બીજી દુનિયામા ચાલ્યો ગયો

હોઈશ. પણ ના, મને એ કોણે ઝીલી લીધો? અને મારા બન્ને ગાલો પોતાની કુસુમ જેવી હથેળીમા દબાવી મારા મુખ સામું અપાર સ્નેહથી ગાઢુ બની કોણ જોઈ રહ્યુ હતુ? અમે બન્ને કોઈ સુદર કમળમા જાણે બેઠાં હતા—એકબીજાની તદ્દન નિકટ, એક-બીજાના પ્રાણ સાથે જાણે તાદાત્મ્ય સાધીને—પણ યુવક યુવતી જેવા નહિ. જ્યારે મે પહેલાં તેને જોઈ ત્યારે હું જેવો બાળક હતો અને તે જેવી બાલિકા હતી તેવા! અને એટલામા મારું એ સ્વપ્ન ઊડી ગયુ. હુ જાગી ગયો. તે દિવસનો હુ અશાન્ત બન્યો છુ. મારા સ્વપ્નાની એ હૃદયદેવી જગતમા કોઈક ખૂણે, કોઈક અજાણી જગ્યાએ અવશ્ય છે, અને મારી રાહ જોઈ રહી છે એ વિશે મને શકા ન રહી . . .'

"પણ તેને આગળ અટકાવી મે કહ્યુ · 'ગાડો થયો? એવુ તે કઈ બને? મારે પણ હવે બીજાઓની માફક તને ગાડો જ કહેવો પડશે સ્વપ્ન કઈ સાચા થોડા જ હોય?'

"તેણે કહ્યું · 'સાચા ન હોય? તને શકા છે? મે તેને સદેહે જોઈ—તે જ રેખાઓ, તે જ વદન, તે જ નયન અને ત્યારથી તો હુ વધુ અશાન્ત બન્યો . . .'"

ત્યારપછી અકસ્માત એક દિવસ કેવી રીતે એક લગ્નપ્રસગે તેણે તેને જોઈ તેની મને વાત કરી. 'ગામમાં પાસેના ગામની એક જાન આવી હતી. વરઘોડો જોતો આગણામા તે ઊભો હતો. વરરાજાના ઘોડા પાસે કોઈ એક કિશોરી વરરાજા ઉપર ચોખા અને ફૂલ નાખતી ચાલી રહી હતી. વરની તે બહેન હતી. તેને જોતા તે ચમક્યો. પોતાની સ્વપ્નદેવી તે એ જ! તેની એકેએક રેખામા તેને તેની છાપ માલમ પડી જે ઘરમા જાનને ઉતારો આપ્યો હતો તેને સામે બારણે તેનું બીજું ઘર હતુ'

મેં માધાકાકાને વાતમા અટકાવી કહ્યું: "પણ તમે મને

તમારા એ મિત્રનું કે યુવતીનુ, એમાથી કોઈનું નામ તો કહ્યું જ નથી ! ”

“ અરે ! હા, એ તો ભૂલી જ ગયો. ” માધાકાકાએ આગળ ચલાવ્યુ· “ તેનું નામ હતું રાહુલ અને પેલી યુવતીનું રાધા. રાહુલનું બીજુ ઘર ઉતારા સામે હતુ, પણ તેમાં કોઈ રહેતુ ન હતુ માત્ર રાહુલ જ્યારે તેને સારંગી વગાડવી હોય ત્યારે તે ઘરમા જતો અને ત્યાં બેસતો. બીજે દિવસે તેણે સવારથી સારંગી વગાડવા માડી. તે દિવસે બધા જાનૈયા પણ તે સાભળી ગાડા બન્યા આખું ગામ ગાડુ બન્યું આવા આનંદના સૂરો તેણે આ પહેલા એ નિર્જીવ યત્ર પર કદી જગાડ્યા ન હતા પશુપખી, ઝાડપાન, અરે ! રસ્તા ઉપરના પથરા, ઘરની ઈંટો—સૌ કોઈ જાણે આનદના એક પરમ મહાસાગરમા નાચવા મડ્યાં. એ સંગીત કોણ કરી રહ્યું છે તે જોવા રાધા વારંવાર બારણામાંથી ડોકાવવા મંડી. એક વખત બન્નેની નજર મળી ગઈ ! બસ, થઈ રહ્યુ. જાણે જુગજુગથી તેઓ એકબીજાને શોધી રહ્યા હોય તેમ તેમના આત્મા એકબીજાને જાણે ગાઢ આશ્લેષમાં મળ્યા. રાહુલ ત્યાર પછી અનેક વખત રાધાને મળ્યો. પોતાના પિતાને પણ તેણે એ વાત કરી. રાહુલના બાપે રાધાના બાપ ઉપર કહેણ મોકલ્યુ. તેણે જવાબ આપ્યો:

“ ‘ રાહુલ પોતાની સંગીતની કુટેવ છોડે તો મારી દીકરી આપુ.’ રાહુલના બાપને આ સાંભળતા ગુસ્સો ચઢ્યો. તેણે જોયુ કે રાધાના બાપને પોતાના કુળનું અભિમાન હતુ. તે પોતાને ઊંચો સમજતો હતો તેથી આમ બહાના કાઢી નાહક પોતાના દીકરા ઉપર આળ ચડાવે છે તેણે રાહુલને સભળાવી દીધુ :

“ ‘ હવે તે મુખમા તરણા લઈ પગે પડતો આવે તો પણ તેની દીકરી મારે ઘેર નહિ ’

"રાહુલને આ વજ્રપાત અસહ્ય થઈ પડ્યો તે દિવસનો તે ગાંડા જેવો ભટકતો, અને પોતાની સારંગીમાંથી દર્દના જ સૂર કાઢતો તેણે મારી આગળ હૈયું ખાલી કર્યું તે જરા સ્વસ્થ થયો. મે તેને આશ્વાસન આપ્યું. તેના બાપાને સમજાવવાનું માથે લીધું તેના બાપને અનેક રીતે સમજાવી મેં મનાવી લીધા રાધાના બાપ પાસે પણ હું ગયો, પણ તે તો પોતાની જીદમાં મક્કમ જ રહ્યો. 'જો તે સંગીત છોડી દેવાનું વચન આપે તો મારી દીકરી હું તેને આપું' એમ તેણે મને છેવટનું સંભળાવી દીધું. પણ આ વાત મે રાહુલને કરી નહિ. છેવટનો એક પ્રયત્ન કરી જોવાનો મે ફરીથી નિશ્ચય કર્યો. દરમિયાન રાહુલ ગાંડાની જેમ ભટકવા મડ્યો. અમારા ગામની પેલી સીમ દેખાય ત્યાં જે તળાવ છે તે રાધાના ગામની અને અમારા ગામની સીમા વચ્ચે આવ્યું છે રાહુલ તે તળાવ પર જાય અને ત્યાં તળાવના નીરને, તળાવ ઉપરના વડને અને પશુપખીઓને રડાવે. રાધા છાનીમાની ત્યાં આવી પહોંચે, અને બન્ને થોડીક ક્ષણ ચુપચુપ પોતાની પ્રેમવાર્તા કરી લે. રાધાએ ચાંદા-સૂરજની સાખે રાહુલને ભવોભવનું વચન આપ્યું; પણ આવી વાત છૂપી રહે ખરી? રાધાના બાપને કાને તે આવતાં તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ તેણે તેને ઘરબહાર પણ નીકળવા દીધી નહિ. રાહુલ દિવસોના દિવસો સુધી તે તળાવ પર પોતાની વિરહની આતુર સારંગી વગાડે પણ બીચારી રાધા તેના જવાબ આપવા ક્યાંથી જઈ શકે? રાહુલની નિરાશા હવે માઝા વટાવી ગઈ. તે રાધાના બાપ પાસે ગયો અને તેને તેણે પૂછ્યું.

"'હું સંગીતનું પાણી મૂકું તો તમે મને રાધા સાથે પરણાવશો?' રાધાનો બાપ પહેલા તો હસ્યો પણ જાણે તેની મજાક કરતો હોય તેમ તેણે કહ્યું

"'હા, પણ તેં સંગીત છોડયું છે તેની ખાતરી શી? તારું વચન મને આપ આજથી એક વર્ષ સુધી તે સારંગી હાથમા નથી લીધી એવી મને ખાતરી થાય અને ત્યાર પછી નથી લેવાનો એવો મારો દઢ વિશ્વાસ થાય તો હુ તને રાધા જોડે પરણાવવાનો વિચાર કરુ.'

"રાહુલે જાણે તે સ્વપ્નમા બોલી રહ્યો હોય તેમ કહ્યું: 'જરૂર પણ મને આજે એક છેલ્લી વખત સારંગી વગાડી લેવા દો બસ એક જ વખત! અને પછી રાધાને ખાતર જીવનભર સારંગીનુ નામ પણ નહિ લઉં.' તેની આખ જાણે કોઈ અદષ્ટને જોઈ રહી હોય એવી બની ગઈ. તેના મુખ ઉપર કોઈ અસાધારણ તેજ ચમકયુ રાધાના બાપે તેની માગણી કબૂલ રાખી. યત્રવત્ રાહુલ ત્યાથી ચાલી નીકળ્યો બીજે રસ્તે દોડી રાધા તેને હાફળીફાંફળી મળી.

"'અરે! તમે આ શું કર્યું? આવુ વચન અપાય?' તેણે દુ ખથી ચિરાતા હૃદયે ઠપકો આપ્યો

"'તારે માટે શુ ન થાય, રાધા? તને આજ મારા પ્રાણના સંગીતમા એવી ગૂથીશ કે અનત કાળ સુધી આપણને કોઈ છૂટા નહિ પાડી શકે. અને મારા પ્રાણનો પ્રકાશ, મારા પ્રાણનુ સગીત, તુ જ્યારે હૃદયને આરે આવી આજે આતુર બસી બજાવી જગાડી રહી છે ત્યારે મારી આ સારગી શી વિસાતમા?' તે રાધાને સમજાવવા મથતો હતો, પણ ભાઈ, શબ્દો દિલના દર્દને થોડા જ છુપાવી શકે?

"તે રાતે પોતાની વહાલી સારગીને છેલ્લી વખત હાથમાં અત્યંત વહાલથી ઉપાડી તે તળાવની પાળ ઉપર બેઠો ધીરેધીરે એક અસહ્ય વેદનાની લહરી વાતાવરણના ઉરને ચીરવા મંડી. આખી અવનિ જાણે રડી રહી હોય, આભ જાણે ઊડા નિઃશ્વાસ નાખી રહ્યું હોય તેમ નિઃશ્વાસભર્યું એ સંગીત તળાવના નીરમાથી,

તેની પાળોમાંથી, ઝાડોની શાખાઓમાંથી પ્રતિધ્વનિત થવા માંડ્યુ ગામના લોકો તળાવ ઉપર દોડી આવ્યા. રાધા, રાધાનો બાપ, રાહુલનો બાપ, સહુ કોઈ દોડતાં આવ્યા. બધાંનાં નેણ સજળ હતા 'ભાઈ, બધ કર ! રાહુલ, બંધ કર ! આ તારી સારંગી અમારાં હૃદયને વલોવી રહી છે અમારાં હૈયાં બધ પડી જાય છે ! ઓહ ! કેવુ દર્દ ! કેવી વેદના ! રાહુલ ! રાહુલ !' એમ સૌ કોઈ કરગરવા મડ્યા. પણ ગાન શાનુ અટકે ? બ્રહ્માએ સ્વપ્નમા જ્યારથી જગત ઉત્પન્ન કર્યું ત્યારથી આજ સુધી વિરહની દેવીએ સાચવી રાખેલા નિઃશ્વાસની ધારા સારંગીના એકેએક તારમાંથી વહેવા માડી. રાધાનો બાપ બૂમ પાડી ઊઠ્યો :

"'રાહુલ, રાહુલ, બંધ કર ! વચનમાથી હુ તને મુક્ત કરું છું આજથી રાધા તારી ભાઈ, બંધ કર, આ નથી સહેવાતુ જો તારા બાપા હા પાડે તો કાલે જ લગ્ન કરીશું.'

"રાહુલના બાપના નેણમાથી નીર વહેતા હતા તેણે રાહુલ-ને કહ્યું 'બેટા, બધ કર. મારી હા છે.'

"પણ રાહુલ શાનો સાભળે ? સગીત તો આગળ વધ્યે જ જતુ હતુ. એવામા કોઈકે કહ્યુ :

"'રાધા. તુ સમજાવ તારા વિના આજે હવે એને કોઈ નહિ અટકાવી શકે.'

"પણ આ બધાંની હાજરીમા શરમથી રાધા ડગલુ પણ કેમ ભરી શકે ? લોકો એ સમજ્યા. ભારે હૃદયે બધાં ત્યાંથી ઘર તરફ વળ્યાં. પણ તે સંગીત ! તેના સૂર તો વધુ ને વધુ વેદનાભર્યા બન્યે જતા હતા. તળાવની પાળ ઉપર માત્ર બે જ જણ એકબીજાને અડીને, એકબીજાના પ્રાણના ઊડાણમા ડોકિયા કરતાં બેઠાં—રાધા અને રાહુલ ! સગીત આખી રાત ચાલુ રહ્યું. તે રાતે કોઈ ઊંઘ્યુ નહિ. રાધાના બાપે વચન આપ્યું હતુ એટલે

બીજે દિવસે તો કોઈ પણ રીતે રાધા–રાહુલનો વાગ્દાનવિધિ કરાવવાનો ઘણાએ વિચાર કર્યો હતો. મળસ્કે લગભગ ચારેક વાગ્યે સંગીત બંધ થયું; પણ તે બંધ થતાં વાતાવરણમાં એક કારમી શાન્તિ ફેલાઈ —સમુદ્રમાં ઊછળેલું કોઇ ભયંકર તોફાન અનેક વહાણોને ડુબાડી શમી જતાં જેવી મૃત્યુગાઢ શાન્તિ ફેલાય તેવી! સવારે રાધા અને રાહુલના પિતા અને બીજાં અનેક જણ તળાવની પાળ ઉપર દોડયાં પણ રાધા અને રાહુલ કયા? જ્યાં તે બેઠાં હતાં ત્યાં બે નાનકડા આસોપાલવના છોડ, જાણે એકબીજાને ભેટવા તલસતા, એકબીજાના કાનમાં જાણે સુધાબિન્દુઓ રેડતા ઊગ્યા હતા તેમની આજુબાજુ થોડાક તાજાં ફૂલ વેરાયા હતા. સહુને આશ્ચર્ય થયું એક રાતમાં આસોપાલવના આવા છોડ કેમ કરીને ઊગે! પણ કોઈ કંઇ સમજાવી શકયું નહિ, અને રાધા રાહુલ કયા ગયા તે પણ કોઇ કહી શકયું નહિ."

આટલું કહી માધાકાકા જરા શ્વાસ લેવા થંભ્યા એ વાતથી મારું હૃદય પણ ભારે બની ગયું હતું. તેમણે આગળ ચલાવ્યું:

"તમે જે બે આસોપાલવ જોયા અને જેમાંથી આવતું સંગીત સાંભળ્યું તે જ આ બે આસોપાલવ તે રાત સુદ નોમની હતી. અને ત્યારથી દર સુદ નોમે એ સગીત નિયમિત રીતે વહે છે. મને સો વરસ થઈ ગયા છે છતાં હજી પણ મને કોઇ વખત થઈ આવે છે કે રાહુલ અને રાધા પાછા આવશે!"

આમ કહી માધાકાકા ચૂપ થઈ ગયા તેમની ઘરડી આખના ખૂણામા મેં એક એક અશ્રુબિન્દુ જોયું. તેમને ભાવપૂર્વક નમસ્કાર કરી હુ ચાલી નીકળ્યો એ વાતને આજ અડધી સદી થઇ હશે, પણ જાણે મે ગઈ કાલે જ સાંભળી હોય તેવી હજી પણ તે મારા

મનમાં તાજી જ છે. મારાં બાળકો અનેક વખત મારી પાસે એ વાત કરાવે છે. અને કોઈક વખત મને મજાકમાં હસે છેઃ

"બાપા, તમને સ્વપ્નું 'આવ્યું' હશે—સ્વપ્નું."

તે ભલે મને એમ હસતા, પણ હું તમને ખાતરી આપું છું કે મારા સગા કાને મેં એ ગાતા આસોપાલવનું સંગીત સાંભળ્યું છે, અને રાહુલ-રાધાની કથા માધાકાકાએ કહેલી તેવી ને તેવી જ મેં યાદ રાખી છે.

યૌવન, રૂપ, એકાન્ત ને પતિપત્નીનો સંબંધ—આની કોઈ ચતુરાનનાના નેત્ર-જાદુથી યોગીઓ પણ નથી બચી શક્યા તો કિશોર ને કાન્તાનું બીચારાંનું શું ગજું ! કિશોર વકીલાતનો અભ્યાસ કરતો હતો, કાન્તા ઇન્ટર આર્ટ્સમાં ભણતી હતી. બન્ને એક બીજાના પ્રસંગમાં આવ્યાં. પ્રસંગમાંથી ઓળખાણ થયું, ઓળખાણમાંથી સ્નેહ થયો, સ્નેહમાંથી લગ્ન થયું. કાન્તા-કિશોરનાં સ્નેહલગ્નની સમાજે મુક્ત કંઠે પ્રશંસા કરી. પણ એક વાત તો એમાંથી કોઈએ વિચારી જ ન હતી. એમાંથી ત્રણ થાય ને ચાર પણ થવાય એવે! વિધાતાએ અત્યાર સુધી જગતનો ક્રમ યોજ્યો છે, અને એ ક્રમમાં જો એ બન્ને ફસી જાય . . તો . . તો . . કાન્તા તેની ઇન્ટરની પરીક્ષા ન આપી શકે, કિશોરને વકીલાતની પરીક્ષા અધવચથી છોડી મૂકી ક્યાંક કારકુનગીરી સ્વીકારવી પડે કે પંતુજી થવું પડે. પણ જાણે એ દુઃસ્વપ્નનો વિચાર જ ન કરવો હોય તેમ બન્ને વખતે કોઈ વખત જરાક એ પ્રસંગ છેડાય કે તરત જ બીજી કંઈ વાતમાં સરી જઈ અન્તે પેલી ચતુરાનનાની જાળમાં ફસી પડતાં. તેમાં તેમનો કંઈ વાંક હતો ?

એક દિવસ કિશોર ટયુશન આપી જરા મોડો ઘેરે આવ્યો રસ્તામાં વીજળીના દીવા ઝગમગતા હતા. તેના ઓરડાની બારી-માથી પ્રકાશ આવી રહ્યો હતો. કાન્તા તેની રાહ જોઈ બેસી રહી હશે એમ તેને વિચાર આવ્યો. આજ તો તેણે હવે તેને તે વાત કહેવાનો નિશ્ચય જ કર્યો હતો. તેને માટે આવશ્યક હિમત તે ભેગી કરી રહ્યો હતો. 'ટાઈમ્સ'માં તાજેતરમાં આવેલો ડૉ એના ક્લાર્કનો લેખ પણ તેણે સાથે રાખ્યો હતો. તેમ ડૉ મેરી સ્ટોપ્સનુ એક નવું બહાર પડેલુ પુસ્તક પણ તેણે આજે ખરીદ્યુ હતુ એક કેમિસ્ટની દુકાનમાં જઈ સાધનોના નમૂના, તેનો કેમ ઉપયોગ કરવો તેના સચિત્ર ખુલાસા વગેરે તે લાવ્યો હતો. પણ કાન્તા માનશે? એ વિચારમાં તેણે તેના ઓરડામાં પગ મૂકયો ન મૂકયો ત્યા "કિશોર, કિશોર, જલદી આવ તો! મને બીક લાગે છે—બીક લાગે છે!' એમ કાન્તા બૂમ પાડી ઊઠી. તેની આંખ ગભરાએલી દેખાતી હતી. તેનુ મો ફીકું પડી ગએલું હતુ તેનો એ અવાજ સાભળતા ગભરાએલા કિશોરે શબ્દો એક બીજા પર જાણે ધસી પડતા હોય તેમ પૂછ્યુ. "શું છે? શું છે? ડાર્લિંગ, કેમ? આમ ગભરાઈ કેમ ગઈ?"

"કિશોર, એક છોકરાએ મને બીવડાવી. હાશ! જોને હજી પણ મારી છાતી ધડકે છે" એમ કહી કિશોરનો હાથ પકડી તેને તેણે તેની છાતી સરસો ખેચ્યો. તેની છાતી સાચે જ ધડકી રહી હતી. એટલે કિશોર વધુ આશ્ચર્ય પામતા બોલ્યો·

"પણ કયો એવો છોકરો તને બીવડાવી જાય? આપણા પાડોશીને ત્યાં તો કોઈ છોકરા છે જ નહિ."

"ના, ના; પાડોશીનો નહિ. તે તો અહીંથી જ આવ્યો હતો."

"અહીંથી એટલે ક્યાંથી? કંઈ ગાંડી તો નથી થઈ?"

"નહિ કિશોર, ગાંડી નથી થઈ વાત એમ બની કે હું ટેનીસનનું પ્રિન્સેસ વાંચી રહી હતી વાંચતા વાંચતા મને સહેજ ઝોકુ આવી ગયુ. પણ એટલામા તો ચોપડીમાથી હાથ લાંબા કરી, તોફાન કરતો કરતો તે મારી તરફ દોડી આવ્યો . . . ના, એમ તુ હસ નહિ, કિશોર. તે સાચે જ મારી તરફ દોડી આવ્યો. મને ગળે વળગવા તેણે તેના તોફાની હાથ લંબાવ્યા. હું ચમકી ઊઠી. મેં તેનાથી દૂર ભાગી જવા પ્રયત્ન કર્યો પણ કેમે કર્યો તે પીછો જ ન છોડે. મારી સાડીને તે બાઝી પડ્યો જો! જો! હજી પણ મને લાગે છે કે મારા સોડીઆમા તે સંતાઈ બેઠો છે—કિશોર! કિશોર! મને એ છોકરો કેવો હેરાન કરે છે!" હતાશ બની ધબ દઈ કાન્તા ખુરશી પર પડી કિશોર હસી પડ્યો

"કાન્તા, તું હજી એવી જ રહી વનિતા કહેતી હતી કે તુ કવિ થવાની છે તે સાવ ખોટુ નથી લાગતુ. પણ તને ખબર છે ને કવિ બધા ગાંડા હોય? નહિ તો વળી ગાંડી ગાંડી કલ્પનાઓ શેના કરે? અહીં તો કંઈ એ છોકરો નથી કે બોકરોએ નથી."

"તું નહિ માને, કિશોર પણ સાચેસાચ મેં તેને જોયો. ના, કિશોર—હું હવે અહીં નહિ રહુ. આ ઓરડીમા મને બીક લાગે છે. પાછો તે ક્યાંકથી આવી રહેશે. . ."

"જો કાન્તા, તુ આમ ઘેલા ન કાઢ આજ તો હું તારે માટે સુંદર ભેટ લાવ્યો છુ.' એમ કહેતા કેમિસ્ટને ત્યાંથી આણેલાં સાધનો અને ડૉ મેરી સ્ટોપ્સનુ પુસ્તક કાન્તાના ટેબલ પર મૂકતાં આંખ નચાવતા તે બોલ્યોઃ

"મને પણ બજારમાથી આવતા ભાસ થયો કે કોઈ છોકરો

તને ખીવડાવી રહ્યો છે, એટલે તેને હાંકી કાઢવા હુ આ લઇ આવ્યો છુ. જો હવે કદી તને તે નહિ સતાવે . . ."

કાન્તાએ ચોપડી તરફ જોયું, પેલા સાધનો તરફ જોયું. ઘૃણાથી તે બોલી ઊઠીઃ "છીઃ ! કિશોર, તને શરમ નથી આવતી ?"

સપાટાભેર હાથી બીજા ખૂણામાં દોડી આરામખુરશીમાં પડતું મૂકી તેણે પોતાનું મો ઢાંકી દીધું. કિશોર જરા અસ્વસ્થ બનતો તે જોઈ રહ્યો. પણ તેણે હિંમત છોડી ન હતી. કાન્તા બોલતી સંભળાઈઃ

"કિશોર, અત્યારે ને અત્યારે મને બાપાજીને ત્યાં મૂકી આવ . . . ના—હું અહીં નહિ રહુ "

કિશોરે કાન્તાની ખુરશી નજીક આસ્તેથી પોતાની ખુરશી ખસેડી. તેની સુંવાળી અલક લટમા ડાબા હાથની આંગળીઓ ગુંથતો, જમણા હાથે તેના ગાલ સાથે સહેજ લાડ કરતો તે બોલ્યોઃ

"લિટલ ડાર્લિંગ ! કેવી તુ સેન્સીટિવ છે ! તને તે નથી ગમતું તો લે આજ ને આજ તેને ગટરમા પધરાવી દઉ . . . પણ હવે જરા મારા તરફ જો તો ખરી ! ઓહો ! હો ! એમાં આવડો રોપ . . ." તે આરામખુરશી પર જરા નમ્યો કાન્તા એક સુખદ અસહાયતા અનુભવી રહી

*

કિશોર હવે તદ્દન પ્રફુલ્લ રહે છે. થોડા જ વખતમાં તે એક મોટા એડવોકેટના મદદનીશ તરીકે પોતાની પ્રેક્ટીસ શરૂ કરવાનો છે હા, કાન્તા જરાક ગમગીન, જરાક અસ્વસ્થ રહે છે. પણ બી. એ.ની પરીક્ષા આપી દીધા પછી તેની એ અસ્વસ્થતા પણ દૂર થઈ જશે એવી કિશોરના મનને ખાત્રી હતી. વારંવાર તે

તેના સંબધી વિચાર કરતાં શોચતો કે હવે તો નાહક એ ચિન્તા કરે છે. હવે શેની બીક છે? પણ તે સમજતી જ નથી. કેટલીક સ્ત્રીઓ નાહકની હદ કરતાં વધુ લાગણીપ્રધાન હોય છે. શા માટે તેઓ જીવનમા સાયન્ટીફિક આઉટલૂક—શાસ્ત્રીય દૃષ્ટિ નહિ કેળવતી હોય? એથી જ તો આ બધું દુ:ખ છે બીજી કોઈ સ્ત્રી હોય તો જાણે સમજ્યા. પણ આ તો કાન્તા—મૉડર્ન વુમન—નૂતન સ્ત્રી! તે આવો અણગમો દેખાડે, આવા વેવલાવેડા કરે એ જરા શરમભરેલુ તો ખરુ જ. પણ યુરોપ અમેરિકાની સ્ત્રીઓ જુઓ. આ ડૉ. મેરી સ્ટોપ્સનો જ દાખલો લો. કેવી શાસ્ત્રીય તટસ્થતાથી, નિર્ભીક રીતે સ્પષ્ટપણે તે પોતાના વિચારો રજુ કરે છે! કિશોરને હિંદુ સ્ત્રીઓ હજી પૂરા એક સૈકા જેટલી પાછળ લાગી

કાન્તા રોજ કૉલેજ જાય, ઘેરે આવે, અભ્યાસ કરે અને પરીક્ષાના વિચાર કરે. પણ પહેલાનું તેનું તોફાન હવે ક્વચિત જ દેખાય છે. તેની આંખમાની તે સરળતા—તે નિર્દોષતાને બદલે હવે એક અસ્પષ્ટ વ્યગ્રતા—ઝાંખી ઘૃણા નજરે પડે છે. તેનુ હૃદય જાણે વિચારી રહ્યુ હતુ: 'શું પુરુષો બધા આવા જ હશે? શા માટે લગ્ન પહેલા એ બધું સ્પષ્ટ નહિ કહી દેતા હોય? અને પ્રેમ? . . . કેવો ઢોંગ! કેવો દંભ! કોણે કહ્યું પુરુષોને હૃદય છે—તેમને રસવૃત્તિ છે! ના, ના, તેમને હૃદય જ નથી. તેમને પ્રેમ જ નથી તેમને કેવળ સ્વાર્થ છે. પોતાના આનંદ માટે આખું જગત તેમને મન એક સાધન માત્ર છે. પત્ની પણ એવું એક સજીવ સાધન જ—જ્યા સુધી તેમાથી આનદ મળે ત્યા સુધી કામનું—નહિ તો ફેંકી દેવાનું. નહિ તો કેમ મને એવો વિચાર ન આવ્યો? હું રસિકતાની ભૂખી નથી એવું કંઈ થોડુ જ છે? મારા હૃદયમાં ઊર્મિઓ નથી જાગતી એવુ પણ કંઈ થોડું જ છે?

અને કિશોરની વિશાળ છાતીમાં સમાઈ જવા કંઈ કેટકેટલી વાર મારા હૃદયમાં લહરો ઊઠી હશે ! પણ તેને તેની તો પડી છે જ કયાં ? કેવળ સ્વાર્થ—હાય ! કેવુ ઘૃણાજનક . . . ”

કાન્તાની ઘૃણા—તેની વ્યગ્રતા દિનપ્રતિદિન વધતી જતી હતી. એ ફેરફાર પહેલાં કિશોરે દુ:ખ સાથે નિલોકયો ધીમે ધીમે તેનાથી તે ટેવાયો તે ટેવે તેનામાં તટસ્થતા આણી. તે તટસ્થતાએ કાન્તા પ્રતિ તેને બેદરકાર બનાવ્યો કાન્તાની કોમળ લાગણીઓ આ આઘાત પરંપરાથી સદા દુઃખભરી ઝણઝણવા લાગી

અભ્યાસ તરફ તેનુ ધ્યાન બહુ જતુ નહિ જીવનમાં તેને સ્થળે સ્થળે કટાળો લાગતો. એ કટાળાએ તેને કલાકના કલાક વિચારમાં ડૂબી જઈ એમને એમ એક જગ્યાએ બોલ્યાચાલ્યા વિના બેસી રહેવાની ટેવ પાડી. તે ટેવથી તેની કલ્પનાશક્તિ વધુ તીવ્ર બની, અને તીવ્ર બનેલી એ કલ્પનાશક્તિએ તેને ગાડી જેવી બનાવી દીધી.

રાત્રે ઊંઘમાંથી અનેક વખત તે ઝબકી જાગી ઊઠતી. પાસે કિશોરને નિરાતે ઊંઘતો જોતાં તેને ચીડ ચડતી—અદેખાઈ આવતી. “ તેનાં પાપ હું ભોગવુ—અને તે કેવો નિરાતે ઊંઘે છે !” એમ તેના ઉરમાથી ઘૃણાભર્યા શબ્દો નીકળી જતા.

હવે તો વારંવાર તેને જાણે લાગતુ કે પથારીમા પોતાને વળગી કોઈ બાળક સૂતુ છે. તે બાળકને તેણે મારી નાખ્યુ છે. તેની પાસે વળી બીજું બાળક આવી પહોંચ્યુ. તેને પણ જાણે તેણે મારી નાખ્યુ ! આમ જાણે અનેક બાળકોના મુડદાં વચ્ચે તે સૂતી હોય એમ તેને લાગતું. એક અંધારી રાતે આવા ખ્યાલમા તે બેબાકળી જેવી જાગી ગત્રિની શાન્તિમા કિશોરનો ઘોરવાનો

અવાજ ભયંકર લાગતો હતો. જાણે અનેક બાળકોનાં મુડદાં પોતાના તરફ ઘૃણાથી જોઈ રહ્યાં હોય—કોણ તું સ્ત્રી ?—હત્યારી ! ડાકણ ! એમ જાણે તેને તે કહી રહ્યા હોય એમ તેને લાગ્યું ફાનસનો ઝાંખો પ્રકાશ કિશોરના મો પર પડતો હતો તેને જોતાં તેનુ મન ઘૃણાથી, ક્રોધથી ઊકળી ઊઠ્યુ. તેના મુખની રેખાઓમા જાણે 'ખૂની!' 'ખૂની !' શબ્દો ચીતરાઈ રહ્યા હોય એવો તેને ભાસ થયો. એક અસહ્ય આઘાત સહ તેણે પોતાની દૃષ્ટિ તેના મોં તરફથી ખેંચી લીધી સફાળી તે ઊભી થઈ ગઈ. બાવરી જેવી તે બારણા તરફ દોડી. અડફટમા સામે ટેબલ પર મૂકેલું ફ્લાવર વાઝ હેઠે પડતા તૂટી ગયુ. એ અવાજથી કિશોર જાગી ઊઠ્યો. કાન્તા આગળો ઉઘાડી રહી હતી. કિશોરને કંઈ સમજણ પડી નહિ. તે બોલ્યોઃ " કાન્તા, શું કરે છે ?" કાન્તાએ કંઈ જ જવાબ ન આપ્યો. બારણુ ઉઘાડી તેણે પોતાનો એક પગ બારણા બહાર મૂક્યો કિશોર હવે પૂરો જાગી ગયો હતો. તેણે ફરીથી પૂછ્યુઃ " કાન્તા, ક્યા જાય છે ? અરે ! તને સોમ્નામ્બ્યુલિઝમ (ઊંઘમાં ચાલવાનો રોગ) તો નથી થયું ?" તેનો પણ કાન્તાએ કંઈ જ જવાબ ન આપ્યો. એક છલગે કિશોર તેની પાસે જઈ પહોચ્યો. તેણે તેનો હાથ પકડ્યો. કાન્તાએ રોષમાં આચકો મારી હાથ છોડાવ્યો. કિશોર અકળાયો. તેણે પૂછ્યું: " પણ કહે તો ખરી તું શું કરી રહી છે ?"

" બાપાજીને ત્યાં જાઉં છું "

" તે સવારે નહિ જવાય ?"

" ના. "

" પણ અત્યારે—મધરાતે ?"

" હા. અત્યારે જ—મધરાતે જ. એક ઘડીભર પણ આ મુડદા વચ્ચે મારાથી અહીં નહિ રહેવાય !"

કિશોરને લાગ્યુ કાન્તાને કોઈ ક્ષણિક ઘેલછા લાગુ પડી છે. તેનો એક પણ શબ્દ સાંભળવાની પરવા કર્યા વિના કાન્તા બહાર નીકળી ગઈ હતી. દ્વિધામાં પડેલો કિશોર બારણા પર હાથ ટેકવી ઊભો રહ્યો. રજનીની નિદ્રિત નીરવતા કાન્તાનાં પગલાંથી જાગી ઊઠી. ક્ષણમા કિશોર પણ કાન્તાના પથમા અંધકારમાં અદૃશ્ય થઈ ગયો.

આ પતિપત્નીઓની અનેક રજનીઓના સાક્ષી જેવું ઘડિયાળ જાણે અતૃપ્ત વાસનાની જેમ શૂન્ય ગૃહની નીરવતાને કારમી બનાવી રહ્યું હતું.

# ગરીબનો દીકરો

કંકુ ડોશીનું કુટુંબ એટલે જાણે અનેક સુદામાઓનો મેળો. તેને પાચ દીકરા. દરેક દીકરાનાં સ્ત્રી-બાળકો મળી કુટુંબમા ખાસાં વીસપચ્ચીસ માણસો. થોડોક વખત તો કંકુ ડોશીએ બધાંને એક ચૂલે નભાવ્યા. પણ પૂરતું પેટ ભરાય નહિ, અને રોજરોજ રોટલાને માટે લડાલડી પડાપડી થાય તેના કરતાં સૌ સૌના નોખા ચૂલા સારા એમ નક્કી કરી પાંચે ભાઇઓએ પોતપોતાના જુદા ચૂલા કર્યા. ચૂલા જુદા થતાં કંકુ ડોશીના નિત્યક્રમમાં થોડીક ઉણપ આવવા પામી.

ગરીબ કંકુ ડોશી ઉદારતાનો અવતાર હતી. તેના અંગ ઉપરનાં લૂગડામાં પંદરવીસથી ભાગ્યે જ ઓછાં થીગડાં હોય, તેમ ઘરમાં બધાને પેટપૂરતા દાણા પણ ભાગ્યે જ હોય. છતાં તેના બારણામાં કૂતરાનો મેળો જામ્યો જ હોય, અને તેમને બધાંને નિરાશ થવાના પ્રસંગો બહુ ઓછા બનતા કંકુ ડોશી સવારના પહોરમા પોતાની ઝૂંપડી સામેના ખેતરમા ચારપાચ કુંડાઓમાં પાણી ભરી આવતી, અને પખીઓ રોજ તેમાથી પાણી પી ત્યા

કલ્લોલ કરતા. પારકાંનાં છોકરાંને પણ કંકુ ડોશી કોઈ કોઈ વખત ખાવાનું આપતી. તેની અપાર ગરીબાઇમા કંકુ ડોશીનો આ ઉદાર સ્વભાવ જુદી જ ભાત પાડતો. નોખા ચૂલા થતા તેની ઉદારતાને મુશ્કેલ સંજોગોમાં મૂકાવુ પડયુ છતા પખીઓ ને કૂતરા વગેરેને તે નિરાશ કરી શકી નહિ એથી કોઇ કોઈ વખત કોઇ છોકરાને કદાચ તદ્દન ભૂખ્યાં જ ઊંઘી જવુ પડતુ. પણ ત્યારે તે પોતાનો વહાલભર્યો હાથ તેમને કપાળે ફેરવતી ફેરવતી તેમને ઉધાડી દેતી

એક વખત તેના મોટા દીકરા છગાના છોકરા બનાને એક હડખાયુ કૂતરું કરડી ગયુ કકુ ડોશીએ તેની ઉપર ઉપચાર કરવામા કશી મણા રાખી નહિ—પણ તે ઉપચારો એટલે શાસ્ત્રીય વૈદકીય ઉપચારો નહિ. તેની ગામડિયા ઢબે જે કઈ સૂઝયું તે તેણે અજમાવી જોયુ. પણ છોકરાને મટવાના કોઈ ચિહ્ન દેખાયા નહિ. હતાશ કંકુ ડોશી મારી પાસે આવી. હુ કંકુ ડોશીને સારી રીતે ઓળખતો હતો આસુભરેલી આખે તેણે મને હડખાયા કૂતરાની વાત કહી. કકુ ડોશીનુ માતૃહૃદય કેવુ છે એનો એક વખત મને સુદર અનુભવ થયો હતો. વાત એમ બની હતી કે એના એક દીકરાના નાના છોકરા દીપાને જોતા મને થયુ કે એ છોકરાને જો ભણાવ્યો હોય તો જરૂર તે નામ કાઢે ગરીબાઈ ને ભૂખમગાને લીધે તેનુ શરીર માત્ર હાડપીંજર જેવુ જ હતુ, છતા તે હાડપીજરમાથી પણ રૂપાળી રેખાઓ ડોકિયાં કર્યા વિના રહેતી નહિ મારા એક મિત્રે પછાત કોમના બાળકોને મફત કેળવણી મળે એવી યોજના કરી હતી. તે યોજનાનો દીપાને લાભ મળે એવી ઇચ્છાથી મે કકુ ડોશી પાસે દીપાની માગણી કરી. કંકુ ડોશીએ ત્યારે મને કહેલુઃ

“ભાઇ, છોકરું નજર આગળ રહે તો ધીરવાનુ મન થાય પણ આવડા છોકરાને પરગામ કેમ મોકલાય? તમે અહીં કોઇને ત્યાં એને ઢોર ચરાવવાનુ શોધી આપો તો સારુ.”

મેં કંકુ ડોશીને ખૂબ સમજાવી, દીપો ભણશે તો આખા કુટુંબને કેવો લાભ થશે વગેરે સવિસ્તર મેં તેને વર્ણવી બતાવ્યુ, પણ પોતાની નજર આગળથી તે છોકરાને કાઢવા તે તૈયાર ન હતી સભવ છે કે એમા અનેકને કંકુ ડોશીનું અજ્ઞાન કે તેની મૂર્ખતાનો જ ભાસ થાય પણ મારા મન ઉપર એથી ઊલટી જ છાપ પડી હતી આવી ગરીબાઇમાં ખાનાર એક ઓછુ થાય તો ઘણાને છૂટકારાનો દમ ખેંચવાનું મન થાય, પણ કકુ ડોશીનુ માતૃહૃદય બધી ગરીબાઈ, બધી ગણતરીથી પર હતું. સાધનોની અપૂર્ણતા તેના નિ:સ્વાર્થ પ્રેમથી પૂરાઈ જતી.

આજે હતાશ બની તે મારી પાસે, જો હું કઈ તેમને મદદ કરી શકુ એમ હોઉં તો પૂછવા આવી હતી તરત જ હૂં તેની સાથે જવા નીકળ્યો વૈશાખનો સૂર્ય માથે તપી રહ્યો હતો આખુ જગત જાણે બળુંબળુ થઇ રહ્યું હતું. ધરતી તપીને અગારા જેવી બની ગઇ હતી. કકુ ડોશીના પગમા કોઇ પણ જાતનુ પગરખું ન હતુ તે અંગારા જેવી રેતી ઉપર જાણે ફૂલ પર ચાલી રહી હોય એવી રીતે ચાલી રહી હતી. એ વૃદ્ધ શરીરને હું જોઇ રહ્યો. ગરીબાઇના કેટકેટલા ભીષણ ઝઝાવાત પાર કરી તે આજ સામે કાઠે આવી પહોંચ્યુ હતુ ! માણસાઈને મીટાવી દે એવા કેટકેટલા પ્રસગો સામે એના મૂંગા ઉરે અનેક દારુણ યુદ્ધો ખેલ્યા હશે ! કુટુંબમા બીજા અનેક માણસો હતા જે બનાને માટે મારી પાસે આવી શકે એમ હતા, પણ ડોશી પોતાના પગ ચાલે ત્યાં સુધી બીજા કોઈની મદદની અપેક્ષા જ રાખતી ન હતી.

છબાની ઝૂંપડીમાં પેસતા એક ભયકર દુર્ગંધ મારા નાકમાં પેસી ગઇ. છબાનો આઠનવ વર્ષનો છોકરો એક ખૂણામા ફાટ્યા-તૂટ્યા ગાભા પર પડયો હતો. તેના શરીર ઉપર પાર વિનાની

વૃત્તિથી જોઈ જાણે મનમાં મનમા ગજી થતો હતો. એને નિખાલસપણુ કહો, ભોળપણુ કહો કે મૂર્ખાઈ કહો—પણ રસપૂર્વક હું તે જોઈ રહ્યો.

અનેક પ્રયત્નો પછી, અનેક લાગવગ પછી ઇસ્પિતાલમાં બનાને દાખલ કરવામાં આવ્યો. તેના સારા થવાની આશા બહુ ઓછી હતી એમ ડૉકટરોએ અભિપ્રાય આપ્યો, પણ મે એક પણ ઉપાય બાકી ન રાખવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. બે દિવસ પછી છગો અકળાયો.

" ભાઈ, પટેલનુ ખાતર હજુ કાઢવાનું છે. વરસાદ બરસાદ આવ્યો તો બધુ રહી જશે."

છગાની જગ્યાએ બીજો કોઇ માણસ હોત તો હુ તે હૃદય-શૂન્ય છે એમ કહી તેના પર ચીડાત. પણ છગાની અસહાયતાની મને દયા આવી. મેં તેને પાછા જવા ટિકિટ કઢાવી આપી જતાં જતા છેલ્લી વખત બના તરફ નજર નાખી નીસાસા સાથે તે બોલ્યોઃ

" ભાઈ, મારા બધાંમા સૌથી સારો આ હતો કોઇ દહાડો તેણે ખાવાનો કજિયો કર્યો નથી કકડો તો કકડો, નહિ તો ભૂખો પણ તે સૂઇ જતો બીજાની જેમ કદી તેણે મને પજવ્યો નથી. . ."

એક ઊંડા નિ.શ્વાસ સાથે તેના એ દર્દભર્યા બોલ હું સાંભળી રહ્યો કેટકેટલા કંકુ ડોશી, છગા અને બનાના મૂક નિઃશ્વાસથી આજ માનવતાનુ ઉર ધબકતું હશે !

# નારીહૃદય

જાણે સૂતેલા કોટિ કોટિ પ્રલયકાળને જગાડી રુદ્ર તાડવ કરી રહ્યો હોય એવો ભયંકર ગ્રીષ્મ વર્ષાની મધ્યમા તપતો હતો વર્ષા તો બીચારી બેભાન થઈને પડી હતી ત્યાંથી જાગી પણ શકી ન હતી પશુ, પખી, ઝાડપાન અને માનવી સહુ કોઈ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા હતા. ધરતી પર નીર અને અન્ન બન્ને ખૂટ્યા હતા અને તેની શોધમા જગ્યાએ જગ્યાએ હાડપીંજર જેવાં માનવીઓ અને હાડકાંનાં માળખા જેવાં ઢોરોની હારની હાર એક સ્થળેથી બીજે સ્થળે ભ્રમણ કરી રહી હતી લોકો કહેતા હતા કે આવો દુકાળ છેલ્લા સો વર્ષમા તો કદી પડ્યો ન હતો. વૃદ્ધ નારાયણ શાસ્ત્રી પણ પોતાની દીકરી લલિતાને લઈને પેટનો ખાડો પુરાય એવી ધરતીની શોધમા નીકળી પડ્યા

નારાયણ શાસ્ત્રી એક વખત સારી ખેતી કરતા હતા. કાળે કરી અનેક આસમાનીસુલતાની તેમને માથે આવી પડી, અને તેમણે બધુ ગુમાવ્યું—રહી ગયુ માત્ર તેમનું સ્વમાન, તેમની ટેક, તેમનું ચારિત્ર્ય સંસારમા તેમને હવે માત્ર એક જ રસ રહ્યો

હતો—પોતાની એક પૂરી નમાઈ દીકરીનુ ઐહિક અને પારલૌકિક કલ્યાણ તે નાની હતી ત્યારથી આખા ગામની લાડીલી થઈ પડી હતી સહુ કોઈ તેની ઉપર વહાલ વર્ષાવતુ અને તેને જોઈ રાજી થતુ સ્ત્રીઓ કહેતી: ' અહો ! લલિતાનુ તે કઈ રૂપ ! નરી પરી જ ! ' અને લલિતા પણ જેટલી તે સ્વરૂપવતી હતી તેટલી જ સ્નેહાળ, તેટલી જ ભોળી, અને તેટલી જ નિર્દોષ હતી. અત્યાર સુધી તેણે વૃદ્ધ નારાયણ શાસ્ત્રીની આગળી કદી છોડી ન હતી તે તેર વર્ષની થઈ હતી, ગરીબાઈમા તેનું જીવન વ્યતીત થયુ હતુ, પણ નારાયણ શાસ્ત્રીની હેતાળ છાયામા તે ગરીબાઈનો તેને કદી પણ ખ્યાલ આવ્યો જ ન હતો પોતાના આવા અણમૂલ રત્નને યોગ્ય સ્થળે સોપી નારાયણ શાસ્ત્રી નિવૃત્ત થવા ઇચ્છતા હતા; પણ હજુ સુધી તેમને એવું કોઈ સુપાત્ર મળ્યુ નહતુ અને તેવામા આ દુકાળ આવી પડ્યો એક ઊંડા નિઃશ્વાસ સાથે તેમણે પોતાની જન્મભૂમિની રજા લીધી

નારાયણ શાસ્ત્રીએ યજમાનવૃત્તિ કરી હતી, છતા આજે પેટને ખાતર આમ ગામેગામ ભટકવાના વિચાર માત્રથી તેમનુ હૃદય કપી ઊઠ્યુ. તેમાં પણ લલિતાને આ બધા દુ ખો, અપમાનો વગેરે વેઠવાનુ આવશે તે વિચારે તેમનુ હૃદય ચિરાતું હતું પણ તેમને કોઈ ઉપાય સૂઝ્યો નહિ. દુઃખથી ફરતા ફરતા તે એક ગામમા આવી પહોંચ્યા ત્યાં કોઈ એક શેઠે સદાવ્રત ઉઘાડ્યુ હતુ, અને દરરોજ સેકડો માણસો તેનો લાભ લેતા હતાં. તે ગામની ધરમશાળામા જઈ નારાયણ શાસ્ત્રીએ ઉતારો કીધો જગતની દુષ્ટતા તેમણે ઠીકઠીક જોઈ હતી, પણ છેલ્લા થોડા દિવસના અનુભવે તો તેમનું હૃદય તૂટી રહ્યુ હતુ પોતાને મદદ કરવા અનેક જણને તેમણે તત્પર જોયા—પણ તે બધાની આખ હતી લલિતા પર, અને તે આંખમા નારાયણ શાસ્ત્રી કઈ એવુ જોતા જેથી તેમનું હૃદય

કમ્પી ઊઠતું. જગતની એ કારમી પાપપૂર્ણ આંધીથી પોતાના એ નિર્મળ નાજુક ફૂલનું શે જતન કરી શકાશે ? એ બીચારી દુનિયાના પ્રપંચ સામે કેવી રીતે ટકી શકશે ? લલિતાને હવે એક ક્ષણ પણ વીલી મૂકતા તેમનું હૃદય ધ્રૂજવા લાગ્યું

નારાયણ શાસ્ત્રી રોજ સદાવ્રતમાં જાતે જાય, અને બન્નેને માટે ખાવાનું લઈ આવે. પણ તેમનું વૃદ્ધ શરીર એક વખત લથડયુ લલિતાને મોકલ્યા સિવાય કોઈ આરો ન હતો લોહી ટપકતી આંખે તેમણે લલિતાને મોકલી આમ ત્રણચાર દિવસ પસાર થઈ ગયા પણ નારાયણ શાસ્ત્રીની તબિયત સુધરવાને બદલે વધુ બગડી લલિતાનુ મુખ કરમાવા લાગ્યુ વિપત્તિ ચારે બાજુએ ઝઝૂમી રહી હતી. એક દિવસ લલિતા નારાયણ શાસ્ત્રી માટે થોડાંક ફળ લઈ આવી ડોસાની આંખ તે જોતા ચમકી. તેમણે ખિન્ન સ્વરે પૂછ્યુ:

"બહેન, કોણે આપ્યા એ ?"

"શેઠના છોકરાએ બહુ ભલો છે બીચારો"

"પણ તેણે ફળ કેમ આપ્યા ?"

"તેમણે મને એક દિવસ પૂછ્યુ હતુ કે 'તારા બાપા કેમ કંઈ દેખાતા નથી ?'–ત્યારે તમે માંદા છો તે મે તેમને કહેલુ ત્યારના રોજ તે તમારી ખબર પૂછે છે આજ તો ડૉકટરને પણ લઈ આવવાનુ કહેતા હતા. પણ મેં ના પાડી."

નારાયણ શાસ્ત્રીએ પોતાની આખ મીંચી દીધી જે માણસે આવુ ભારે સદાવ્રત ખોલ્યુ હતુ તેના દીકરામાં પણ એવી ઉદારતા હોય એ તદ્દન સ્વાભાવિક હતું એટલે ક્ષણભર પોતાના મનમાં આવેલી શકા માટે તેમણે પોતાની જાતને ઠપકો આપ્યો.

આમ રોજ ફળ આવવા માંડયાં. પણ ફળની સાથે બીજા ફેરફાર ધીમેધીમે થઈ રહ્યા હતા. તેણે શાસ્ત્રીજીને અસ્વસ્થ

બનાવી દીધા લલિતાના જૂનાં કપડાંની જગ્યાએ નવા સુંદર કપડાં તેની રૂપાળી દેહકાન્તિને ઔર ખીલવી રહ્યા હતાં. આ ફેરફાર તેમના ઉરને નહિ રુચ્યો. તેમણે લલિતાને બોલાવી કહ્યુઃ

" બહેન, ત્યાંથી ખાવાનુ જ લઈ આવજે બહુ વાતો કરીશ નહિ તુ હવે એવી નાની નથી કે મારે તને બધુ સમજાવવું પડે."

લલિતા નીચું જોઈ ગઈ. શાસ્ત્રીએ જલદી સાજા થઈ જવા ભગીરથ પ્રયત્ન આદર્યો પણ તેમની તબિયત વધુ ને વધુ લથડતી ગઈ તે જોતા લલિતા વધુ ને વધુ ગભરાવા લાગી.

એક દિવસે નારાયણ શાસ્ત્રીની તબિયત જરા વધુ બગડી તે વધુ અસ્વસ્થ બન્યા લલિતા તે જોતા ગભરાયેલી હરિણીની જેમ સદાવ્રત તરફ દોડી. થોડી વારમા દોડતી દોડતી તે પાછી આવી અને શાસ્ત્રીજી પાસે બેસી બોલી

" બાપુજી, ચાલોને આપણે કોઈ એક સારુ ઘર રાખીએ. અહી તમને જલદી નહિ મટે "

" બહેન, આપણી પાસે પૈસા કયા છે કે ઘર રાખીએ ?"

" જુઓને, આટલા પૈસાએ તો ખાસ્સા બે મહિના નીકળી જશે—અને ત્યાર પછી સૌ થઈ રહેશે " પોતાની ચોળીના ગજવામાંથી નોટની એક થોકડી બહાર કાઢતા તે બોલી.

" પણ એ પૈસા તુ લાવી કયાથી ?"

" શેઠના દીકરાએ આપ્યા "

નારાયણ શાસ્ત્રી જોઈ રહ્યા તેમના મો ઉપર અમુક શબ્દો આવુંઆવુ કરી રહ્યા હતા, પણ જીભ ઊપડતી ન હતી. તેમને એટલી તો ખાતરી થઈ કે આ બધુ બરોબર ન હતુ. પણ મૌન સિવાય બીજો કોઈ ઉપાય તેમને સૂઝયો નહિ

તે દિવસે સાંજે તો શેઠનો દીકરો જાતે તેમની ખબર લેવા આવ્યો. તેનુ નામ હતુ ચપકલાલ. માડ વીસ એકવીસ વર્ષનો તે

જુવાન હતો તેનામા ખામી કાઢી શકાય એવુ કંઈ જ દેખાતુ ન હતું, પણ નારાયણ શાસ્ત્રીને તેની આંખ બહુ સારી લાગી નહિ. તેના હોઠ ઉપર તેમણે વિલાસિતાની રેખા દીઠી. તેના અંગમાંના ચાપલ્યે તેમના ઉરમા અવિશ્વાસ પ્રેર્યો. પણ તેમણે તે માટે પોતાનો જ દોષ કાઢચો સંભવ છે કે એનામાં કંઈક દૂષણ પણ હોય; પણ તેથી પોતાને ડરવાપણુ શું હતુ? લલિતા તો સાક્ષાત પાર્વતીજીનો અવતાર હતી. આવી શંકાઓ કરી પોતાની નિર્દોષ બાળકીને અન્યાય કરતા શરમાતુ જોઈએ—નારાગણ શાસ્ત્રીએ પોતાની જાતને ઠપકો દીધો ચપકલાલના અત્યાગ્રહને વશ થઈ શહેરના એક સારા લતામા આવેલા ઘરમા નારાયણ શાસ્ત્રી અને લલિતા રહેવા ગયા ત્યાં તેમની બધી સગવડઅગવડ સચવાવા લાગી

પણ નારાયણ શાસ્ત્રીનુ મુખ આવા અણધાર્યા સુખમા પ્રફુલ્લ થઈ શકચુ નહિ તેમના ઉરમા ઊંડેઊંડે કોઈ એક ભીતિ ઘર કરી બેઠી તેમની તબિયત વધુ બગડી ચપકલાલ હવે રોજ ત્યા આવવા મડચો પહેલા તો તે શાસ્ત્રીજી પાસે જ બેસી રહેતો પછી ધીમેધીમે પાસેના ખડમા બેસી અવારનવાર શાસ્ત્રીજી પાસે આવી જવા મડચો લલિતા પણ એ બન્ને ખડમા હેરાફેરા ખાતી હતી એક દિવસ પાસેના ખડમા થતી વાતચીતના કંઈ અસ્પષ્ટ ભણકારા નારાયણ શાસ્ત્રીના કાન પર આવ્યા તેમનુ વૃદ્ધ શરીર ધ્રૂજતું ધ્રૂજતુ પથારીમાથી ખડુ થઈ ગયુ તેમણે લથડતા પગલાં તે ખંડ તરફ માંડચાં તે ખંડમા તેમની નજર પડી ન પડી ત્યા તે ઢગલો થઈ જમીન પર પછડાઈ પડચા એ અવાજ સાભળતાં લલિતાના ખભા પરથી પોતાનો હાથ ખેચી લઈ ચપકલાલ શાસ્ત્રીજી તરફ દોડચો. લલિતા પણ બાવરી જેવી દોડી આવી

તે દિવસે નારાયણ શાસ્ત્રીની તબિયત વધુ બગડી. તેમના ઉરમાથી અનેક ઊંડા નિસાસા નીકળ્યે જતા હતા. રાત્રે પિતા-

પુત્રી એકલા પડ્યા. નારાયણ શાસ્ત્રીએ, લલિતાને પોતાની નિકટ બોલાવી તેના વાસા પર વહાલથી હાથ ફેરવતા ફેરવતા, કલાક સુધી નીરવે તેના મુખ પ્રતિ અમીભર્યાં નયને જોયા કર્યું. પછી એક ઊંડા નિઃશ્વાસ સહ એક પડીકું લલિતાના હાથમા તેમણે મૂક્યુ. આસુ ભરેલા કણ્ઠે તેમણે કહ્યુ.

"બેટી, તુ જાણે છે ને, આ શું છે ? ઇશ્વરનુ નામ લઈ તે લઈ લે." તેમણે વેદનાથી પોતાની આખ બીડી દીધી.

લલિતા ધ્રુજી ઊઠી. હાય ! આમ તે કેમ મરાય ? ગરીબોને સ્વમા નથી હોતા, તેમના ઉરમા આશાઓની લતાઓ પ્રફુલ્લતી નથી હોતી એવુ કંઈ ઓછુ જ છે ? તે રડી પડી. નારાયણ શાસ્ત્રીની છાતીમા પોતાનુ મુખ તેણે છુપાવી દીધું. શાસ્ત્રીજીએ એક ઊંડો નિસાસો નાખ્યો. ભારે વ્યથાથી તે બોલ્યા

"બેટી, એક દિવસ કદાચ એવો આવશે જ્યારે આ જ પડીકાને માટે તુ વલખા મારશે—ત્યારે તને કોઈ એ પણ નહિ આપે વારુ—તને જીવવુ ગમે છે તો ભલે તેમ કર . . ."

બીજે દિવસે સવારે લલિતાના કરુણ ક્રન્દનથી આખુ ઘર રડી રહ્યુ હતુ. નારાયણ શાસ્ત્રીએ પોતાની જીવનભરની વેદનાનો બોજો એ ઊગતી બાલાના નાજુક શિર પર લાદી અનન્ત પથની યાત્રા શરૂ કરી દીધી હતી. ઉપર આભ અને નીચે ધરતી સિવાય લલિતા માટે જગતમા હવે ક્યાય સ્થાન રહ્યુ નહિ

*

જિજીવિષાની માનવોને ભેટ આપી ઇશ્વરે તેનું કલ્યાણ ઇચ્છ્યું હશે કે અકલ્યાણ તે તો કોણ કહી શકે, પણ લલિતા આવા ભીષણ દુ ખમા પણ પોતાના જીવનના નાજુક તારોને મમતાપૂર્વક વળગી રહી. તેને બીચારીને જગતના કાદવકિચ્ચડનો હજુ અનુભવ

ન હતો ચપકલાલ સાચે જ તેને ઉદાર અને ભલો લાગ્યો હતો. નારાયણ શાસ્ત્રીના અવસાન પછી તે તેની વધુ કાળજી રાખવા મંડયો કોઈ પણ દિવસ લલિતાને તે કોઈ પણ જાતની અગવડ પડવા દેતો નહિ પણ આમ કોઈ પણ જાતના લક્ષ્ય વિના લલિતાનું જીવનનાવ કયા ધપ્યે જતું હતુ ? તેને પોતાને પણ તેનો કંઈ ખ્યાલ ન હતો. તે ચૌદ વર્ષની થઈ હતી. સંસારસાગરમાં ફરતા મગરમચ્છોની લાલસાભરી દૃષ્ટિ તેની આસપાસ ભમ્યાં જ કરતી હતી લલિતાને પોતાને કંઈ સમજ જ પડતી ન હતી કે શું થઈ રહ્યુ છે, શું થવાનુ છે. જેને પોતાનુ આત્મીય ગણી શકે એવુ જગતમા તેનુ કોઈ રહ્યુ ન હતું તેને પોતાને ખબર પડે કે શું થઈ રહ્યુ છે તે પહેલા તે ચંપકલાલની જાળમા સપડાઈ ગઈ હતી. થોડા જ વખતમા તે માતા બનનાર છે એ વિચારે તે ધ્રૂજી ઊઠી. નારાયણ શાસ્ત્રીના તે છેલ્લા શબ્દો તેને યાદ આવ્યા, પણ જે નવું જીવન તે ધારી રહી હતી, તેના ઉરમા જે નવો પ્રાણ સ્ફુરી રહ્યો હતો તે પ્રત્યે તેને મમતા બંધાઈ. તેને શા માટે અકાળે કરમાવી નાખવું ? ચપકલાલે, તેની બીજી અનેક દુષ્ટતાઓ હોવા છતા, લલિતાને તેની આવી વિષમ પળે ત્યજી દીધી નહિ. તે તેને મુંબઈ લઈ ગયો તેને માટે સારું સરખુ મકાન રાખ્યુ બૅંકમાં તેના નામ ઉપર એક મોટી રકમ પણ જમા કરાવી. તેને નોકર-ચાકર પણ આપ્યા. પૈસાથી જેટલું સુખ ખરીદી શકાય તેટલું તેણે લલિતાને આપ્યુ, પણ લલિતા તેની પત્ની ન હતી—રખાત હતી, એ ભેદ થોડા જ વખતમા લલિતાને સમજાઈ ગયો હતો. પણ હવે બાજી તેના હાથમા રહી હતી નહિ.

લલિતાએ એક બાળકને જન્મ આપ્યો. ચંપકલાલ વારંવાર મુંબઈ આવતો, અને બન્ને ઉપર પોતાનુ વહાલ વર્ષાવતો પણ લલિતાને હવે એક વસ્તુ મૂઝવવા માંડી. પોતાનુ કલકિત જીવન

પોતાના બાળકથી કેવી રીતે છાનું રાખી શકાશે ? તે જ્યારે તેને પોતાના પિતા વિશે પ્રશ્નો પૂછશે ત્યારે તે શુ જવાબ આપશે ? પણ તે તેટલી ઉંમરનો તો થાય, એમ વિચારી તે વારંવાર પોતાનું મન મનાવતી લલિતાને સંગીત, ચિત્રકળા, સાહિત્ય આદિ અનેક નવીનવી વસ્તુઓ શીખવવાની પણ ચપકલાલે પૂરતી સગવડ કરી આપી હતી લલિતા તેમા પોતાનુ ચિત્ત પરોવી કટાળાભર્યા પોતાના જીવનમાથી થોડોક વખત દુ ખને ભૂલતી. એવામા એક દિવસ તેને સમાચાર મળ્યા કે ચંપકલાલનુ હૃદય બધ પડી જવાથી એકાએક અવમાન થયુ છે. એ તેને માટે શુભ સમાચાર હતા કે અશુભ તે કોણ કહી શકે ? પણ લલિતાએ તેને પોતાનાં આસુઓની અંજલિ અર્પી. તેણે તેનુ જીવન વિષમય કર્યું હતુ, તેને તેણે પતિતા બનાવી દીધી હતી, છતા મૃત્યુની ગાઢ છાયામા તેના બધા પાપોની માફી બક્ષવા આજે તેનુ હૃદય પોકારી ઊઠ્યુ

લલિતાને ચપકલાલ જતા ભૌતિક સાધનોની સગવડ કઈ ઓછી ન થઇ. ચપકલાલે બીજી પણ એક સારીસરખી રકમ તેને નામે ચડાવી હતી. આમ તેની પાસે દ્રવ્ય તો સારા પ્રમાણમા હતુ ખુશીથી તે ગાડીઘોડા નોકરચાકર રાખી શકે એમ હતી પણ તેના જીવનમા ભારે વિષાદ ભર્યો હતો.

એ ખરું કે પોતાના કલકિત જીવનની કથા કોઈ જ જાણુતુ ન હતુ—અને જે કોઈ રજ્યુખજ્યુ જાણનાર હતુ તે તો ચંપકલાલને ગામ હતું એટલે પોતાના ભૂત જીવન ઉપર પડદો પાડી તે મુબઈમા નવેસરથી પોતાનુ જીવન શરૂ કરી શકે એમ હતી. અને તેણે તેમ જ કર્યું. બધા ભોગવિલાસને તેણે તિલાજલિ આપી. એક વિધવાના સાદા વસ્ત્રો તેણે સ્વીકાર્યા પોતાનુ રહેવાનું સ્થળ તેણે બદલ્યુ. પોતાના નવા રહેઠાણમાં એક વિધવા તરીકે જ તેણે પોતાની જાતને ઓળખાવી.

પ્રાયશ્ચિત્તનાં નીરમા જો માણસના પાપોને ધોવાની શક્તિ હોય તો લલિતા શુદ્ધ કંચન જેવી બની ગઈ હતી. તેના જીવનમા હવે એક જ ધ્યેય હતું એક જ આશા ઉપર તે જીવતી હતી—પોતાના બાળકનું કલ્યાણ પોતાના જીવનમા જેટલી સાત્ત્વિકતા લાવી શકાય તેટલી તેણે આણી. ફરીથી તે નારાયણ શાસ્ત્રીની નિર્દોષ નિર્મળ પુત્રી બની ગઈ તેના જીવનની સુવાસ આજુબાજુ પણ ફેલાઈ તેના ગૌરવથી, તેની નમ્રતાથી, તેની સાત્ત્વિકતાથી, અને તેની વિદ્વત્તાથી સહુ કોઈના ઉપર ઊંડી છાપ પડતી. હજી તો જેણે પોતાની વીસીમા પણ પગ માડયો ન હતો એવી લલિતા કઠોર સંયમની મૂર્તિમન્ત પ્રતિમા બની ગઈ. પણ એ સયમે તેની દેહકાન્તિ વધુ ને વધુ ખીલી નીકળવા મડી તેને જોતા સહુ કોઈ અંજાઈ જતુ. તેની સાથે પરિચય કેળવવા અનેક જણે પ્રયત્ન કરવા માડ્યા. તે બધાઓમાથી સુધાકર નામનો એક બૅરિસ્ટર તેના ગાઢ સંસર્ગમા આવ્યો. બન્ને વચ્ચે સુંદર મૈત્રી પણ બધાઇ સુધાકર એક બાહોશ ધારાશાસ્ત્રી હોવા ઉપરાત એક ઉદ્દામ સુધારક તરીક પણ જાણીતો હતો એક વખત પ્રસંગ જોતા તેણે લલિતાને પોતાની પત્ની બનવા વિનતિ કરી. એક ઊંડા નિશ્વાસસહ લલિતાએ તેનો અસ્વીકાર કર્યો. શા માટે તેણે તેમ કર્યું? બૅરિસ્ટર સુધાકરની પત્ની બની તે પોતાનુ ઐહિક જીવન સુધારી શકી ન હોત? પ્રતિક્ષણ પોતાના ભૂત જીવનનો તેને જે ડર લાગ્યા કરતો હતો તેમાથી તે ઊગરી નહિ શકત? સુધાકરની પત્ની તરીકે તે જરૂર અત્યંત સન્માનિત અને ગૌરવભર્યું જીવન ગાળી શકી હોત; પણ તેના હૃદયને તે મનાવી શકી નહિ. ભલે ચપકલાલ દુષ્ટ હતો, ભલે તેણે તેના જીવનને કચરી નાખ્યું હતું, છતા તેની સ્મૃતિ તે પોતાના જીવનમાથી કાઢી શકતી ન હતી. ના, તેને માટે હવે સુખનો માર્ગ જ ન હતો. શા માટે એ વિશ્વાસુ ભલા સુધાકરના જીવનમાંય વિષ રેડવુ? પોતે

ભલે નરકમા સડે, પણ બીજાને શા માટે ત્યાં ઘસડવો ? સુધાકર તો પોતાને વિધવા જ માને છે. એવા સરળ સજ્જનને કેમ ઠગી શકાય ? પાપભીરુ લલિતા કેમે કરી સુધાકરની માગણી ન જ સ્વીકારી શકી સુધાકરની ઉદારતાથી તેની આખમાંથી કૃતજ્ઞતાનાં આસુ ઝર્યાં, પણ તેની પત્ની બનવાની તો તેણે પોતાની અશક્તિ, અયોગ્યતા જ જણાવી

*

લલિતાએ પોતાના પુત્રનુ નામ રાખ્યુ હતુ ગૌતમ ગૌતમ તરુણ અરુણની જેમ ઉત્તરોત્તર વિકસતો જ ગયો લલિતાના સર્વ સ્વપ્નોનો, સર્વ સુખોનો તે જ એક ધ્રુવતારક હતો. લલિતાની સર્વ પ્રવૃત્તિઓ તેની આસપાસ જ ગુંથાતી ગૌતમનું જીવન સુદર રીતે વિકસે તે માટે એક પણ પ્રયાસ કરવાનો તેણે બાકી રાખ્યો નહિ.

ગૌતમ બાળક મટી કિશોર બન્યો. કોલેજમા જતાં તો સભ્ય સમાજમા સહુ કોઈ તેને ઓળખતુ થઈ ગયું હતું ભણવામા તો તે અગ્રગણ્ય વિદ્યાર્થીઓમા લેખાતો હતો જ, પણ રમતગમત, અભિનયકળા ઈત્યાદિ બીજી અનેક બાબતોમા પણ તે તેવો જ નિષ્ણાત લેખાતો. લલિતાનુ ઘર કલ્લોલ કરતા પખીઓના એક સુંદર માળા જેવું બની ગયુ. દિવસ રાત ત્યા સગીત, સ્મિત અને હાસ્યની લહરો ઊઠવા માડી ગૌતમના અનેક મિત્રો—વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ—લલિતાને ઘેર આવતા, અને લલિતા પોતાનો વિષાદ આત્મામા ઊંડો ડુબાડી દઈ તે બધાની સાથે સ્મિતભર્યા વદને વાતો કરતી, તેમના પર વહાલ વર્ષાવતી ગૌતમના મિત્રો ગૌતમની જેમ જ લલિતા પ્રતિ વહાલ રાખતા. બધાને લલિતાનુ ઉન્નત જીવન કાવ્ય જેવુ, વન્દનીય લાગતુ હતુ, અને તેની વત્સલ છાયા સહુ કોઈ ઝખતુ.

આ બધામાં વનલીલાનો લલિતા ઉપર સૌથી વધુ પક્ષપાત હતો. તે ગૌતમની સહાધ્યાયિની હતી. તેના પિતા એક મોટા વેપારી હતા. તેનું આખું કુટુમ્બ ભારે સંસ્કારી હતુ, અને વનલીલાને એક સંસ્કારી કુટુમ્બમાં બાળકોને જે પ્રકારની છૂટ હોય તેવી બધી છૂટો હતી. વનલીલા અને ગૌતમ વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી. લલિતા એ મૈત્રીમા ઉત્તરોત્તર થતો વિકાસ જોતી હતી, અને નિઃશ્વાસ નાખતી હતી ગૌતમ કોણ અને વનલીલા કોણ ! પોતાના ઉરમાં ઊઠતા તરગોને તે ત્યાંના ત્યા જ દબાવી દેતી. પણ તે જાણે તે પહેલા જ ગૌતમે અને વનલીલાએ નક્કી કર્યું હતુ કે અભ્યાસ પૂરો થતા લગ્ન કરવા ગૌતમે લલિતાની સમ્મતિ મેળવવાનુ પોતાને માથે રાખ્યુ હતુ અને વનલીલાને ખાતરી હતી કે પોતાનાં માબાપ તરફથી તેને સમ્મતિ મળતાં જરા પણ મુશ્કેલી નહિ પડે. થોડા જ વખતમા તેમના આ સંબધની ચર્ચા જાહેર રીતે પણ થવા માંડી અને તેમા કેટલીક વખત કૂથલી પણ થતી પણ ગૌતમ અને વનલીલા બન્નેને તે સાંભળતાં ખૂબ રમૂજ પડતી બન્ને નિડરપણે પોતાનો સંબંધ વધારતાં જ ગયાં

એવામા વનલીલાને એક દિવસ એક નનામો પત્ર મળ્યો. તેમા ગૌતમના કલંકિત જન્મ સંબધી કંઈક ઇસારો હતો વનલીલા તે વાંચતા હસી. આવા કાગળોની વાત તેનાથી કંઈ અજાણી ન હતી. જગતમા ઈર્ષ્યા કેટલી નિર્લજ્જ હદ સુધી જઈ શકે છે તે, તે બરોબર જાણુતી હતી, એટલે હસતાં હસતા તેણે તે કાગળ ગૌતમના હાથમાં મૂકી દીધો ગૌતમ ક્રોધથી સળગી ઊઠ્યો. પોતાની દેવી જેવી પવિત્ર માતાનુ આવુ ભયંકર અપમાન ! આવી નિન્દા ! તેનો ગુસ્સો જોતા વનલીલાથી હસ્યા વિના નહિ રહેવાયુ. તે બોલી

“ ઓહો ! આમ જ મોટા નેતા બનવાના છો કે? માંડી વાળો તમારી એ બધી વાત ”

“ ના, વનલીલા, આ કંઈ હસવાની વાત નથી. આવા હિચકારા લોકો શા માટે આમ નનામા પત્રો લખતા હશે?”

“ અને મને પણ એ જ આશ્ચર્ય થાય છે કે આવા હિચકારા લોકોને તે હિચકારા છે એમ જાણ્યા છતા તમારા જેવા શા માટે સાભળવાનુ કે કોઈ પણ રીતે ધ્યાન આપવાનું મહત્ત્વ આપતા હશે ! ”

“ ના, પણ વનલીલા, તુ ભલે એમ કહે. હુ તને ખાતરી કરી આપીશ મુંબઈ નહિ, મારે ગામ જઈ આપણે લગ્ન કરીશું. નિકટના તો કોઈ સગા નથી, પણ જે કોઈ દૂરના સગા હશે તે બધાંને બોલાવીશુ, અને એવા નફ્ફટોનાં મો બધ કરી દઈશું. ”

“ પણ કોણ તમારી પાસે એવી ખાતરી માગે છે? ”

“ તુ ભલે નહિ માગે, પણ તારાં માતપિતા તો અવશ્ય માગે જ ને? કોણ જાણે તેમના પર પણ આવા અનેક પત્રો આવ્યા નહિ હોય! આજે જ હુ બાની પાસે અમારા કુટુમ્બનો આખો ઇતિહાસ મેળવી લઈશ. ”

વનલીલાએ એ વાતને કઈ ખાસ મહત્ત્વ આપ્યુ નહિ. આવી લોકનિન્દા તો જગતમા સનાતન કાળથી ચાલતી આવી છે, તેને શા માટે ગણકારવી? પણ ગૌતમે ઘેરે જઈને સાથી પહેલી તકે આ પ્રસગ છેડવાનો નિશ્ચય કર્યો

લલિતા ઉત્તરરામચરિત વાંચી રહી હતી સીતાજીને લક્ષ્મણ, વાલ્મિકીના આશ્રમમા મૂકી આવે છે તે પ્રસગમા થઈને તે આસુભરી આખે પસાર થઈ રહી હતી. એવામા ગૌતમ આવ્યો વહાલથી તે લલિતા પાસે બેઠો લલિતાની આખમા આસુ જોતાં તે બોલ્યો·

"કેમ બા, એવું તું શું વાંચી રહી છે કે આટલાં બધાં આસુ આવી ગયાં ?"

"અમસ્થું એ તો ભાઈ. તેં એ પ્રસંગ ઉત્તરરામચરિતમાંથી વાચ્યો છે ને ?—સીતાજીને લક્ષ્મણે વાલ્મિકીજીના આશ્રમમાં છોડી દીધા હતાં તે."

"હા"

"તેમને કેવી હૃદયવ્યથા થઈ હશે ! આવાં નિર્મળ, તેજના પુંજ જેવાં સીતાજી ! તેમને ય આવું દુ:ખ !"

"પણ બા, એમા તો તેમની મહત્તા રહેલી છે કંચનની વિશુદ્ધિ તો અગ્નિમા જ પરખાય ને ?"

"ખરું છે ભાઈ, પણ એ કેવું કારમુ લાગે છે ! અને રામચદ્રજી તો ઈશ્વરનો અવતાર હતા સીતાજીની આવી કસોટી કરતા તેમને જરા લાગ્યું પણ ન હોય ?"

"એમ નથી. એ કસોટી એકલા સીતાજીની ન હતી, રામચદ્રજીની પણ હતી સીતાજીનુ દુ ખ રામચદ્રજીનું પણ હતું, એટલે જેટલુ સીતાજી માટે આપણુ હૃદય દ્રવે તેટલું જ રામચદ્રજી માટે પણ દ્રવતું જોઈએ. રામચંદ્રજી સ્વતંત્ર ન હતા. તેમના માથા ઉપર લાખોના કલ્યાણની જવાબદારી હતી અને તે જવાબદારીને અંગે જ પોતે પોતાને અને સીતાજીને આવી અગ્નિકસોટીમાં તાવવા પ્રેરાયા હતા."

"એ ખરુ હશે ભાઈ, પણ સીતાજીથી સહેજ ઓછી શક્તિવાળી સ્ત્રી માટે એ કેવુ ભારે થઈ પડે ! લોકોને બીચારાં સીતાજીની જરા દયા પણ ન આવી !"

"બા, લોક એટલે જ મૂર્તિમતી ઈર્ષ્યા—નિન્દા આપણો જ દાખલો લે ને. મારી અને વનલીલાની મૈત્રી જોતા લોકોના પેટમા

દુ:ખે છે. અને કેવા નીચ, હીન, ગંદા કાગળો તે વનલીલાને લખે છે ! આજે જ વનલીલાએ મને એક પત્ર બતાવ્યો. તને તો તેની વાત કરતા પણ મને શરમ આવે છે. પણ તેં પ્રસંગ જ એવો છેડ્યો છે એટલે વળી તને બતાવુ. એથી દુઃખી થતી નહિ વનલીલાએ તો એને કચરાની ટોપલીમાં પધરાવ્યો હતો, અને હું એને જહાન્નમની ખાડીમા નાખવાનો છુ; પણ લોકો કેવા નીચ છે તે તુ જો "

લલિતાનુ હૃદય કોઈ અકલ્પ્ય ભીતિથી ધ્રૂજી રહ્યું. એવો કેવોક પત્ર હશે એ ? ધ્રૂજતે હાથે તેણે તે પત્ર ઉઘાડ્યો વાચતાં વાચતા તેને તમ્મર આવ્યાં. તે બેભાન થઈ ગઈ. ગૌતમ ગભરાયો. તેને આવો ગદો પત્ર પોતાની લાગણીપ્રધાન સ્નેહાળ માતાના હાથમાં મૂકવા બદલ પસ્તાવો થયો. તેને એવુ વાચતા આઘાત જ લાગે ને ? અને તેમા પણ તેનો પુત્ર જ તેના હાથમા આવો પત્ર મૂકે ! પોતાની આવી ગંભીર ભૂલને કોઈ પણ રીતે માફ નહિ જ કરી શકાય એમ તેને લાગ્યુ તેણે અત્યંત વહાલથી લલિતાને પવન ઢાળ્યો. લલિતા શુદ્ધિમા આવતા તરત જ ચોધાર આંસુથી રડવા લાગી. ગૌતમ અકળાયો તે બોલ્યો.

"બા, મને માફ કર મેં નો'તુ ધાર્યું કે આવા બનાવટી કાગળો વાચતાં પણ તને આવો આઘાત લાગશે. આ તો તુ સીતાજીની વાત કરતી હતી તે પરથી મેં તને બતાવ્યુ. બા, લવનાં સીતાજી અને ગૌતમનાં લલિતા સમાનધર્મા છે બા . . બા. તુ આમ રો નહિ હવે ફરી એવી ભૂલ નહિ કરું . . . "

પણ લલિતાના આંસુ કેમે કરી અટકતાં ન હતા. તેણે જોયું કે સત્યને હવે લાબો વખત નહિ છુપાવી શકાય. ભગ્નહૃદયે ડૂસ્કાંભર્યા કણ્ઠે પોતાની બધી વિતકકથા તેણે ગૌતમને કહી તે સાંભળતા ગૌતમનુ મુખ મ્લાન બની ગયુ ન તેણે કડવો

સુખન કહ્યો, ન કંઈ આંસુ સાર્યાં—કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી તે ચાલ્યો ગયો

પોતાના પિતાના તે અંતિમ શબ્દો લલિતાને યાદ આવ્યા જે વસ્તુ પોતાને જરૂર પડે ત્યારે નહિ મળશે એમ તેમણે કહ્યું હતું તેને હંમેશ પોતાના હૃદય સરસી ને રાખતી આજે હવે તેનો આશ્રય લેવાનો તેણે સંકલ્પ કર્યો. તીવ્ર વેદનાથી તેનું આખું જીવન આજ ભરાઈ ગયું હતું. આંસુથી છલકાતી આંખે તેણે એક પત્ર ગૌતમને અને એક વનલીલાને લખ્યો. એક પોલીસ સુપરિન્ટેન્ડન્ટને લખ્યો, અને તેમાં તેણે જણાવ્યું કે પોતે સ્વેચ્છાથી પોતાના જીવનનો અન્ત આણ્યો હતો, તેનાં કારણો પોતાનાં અંગત હતાં, અને તે સાથે કોઈને લાગતુંવળગતુ ન હતું. એ ત્રણે પત્રો ગૌતમના ટેબલ ઉપર તેની નજરે પડે તેમ તેણે મૂક્યા. તેની નિકટ, હિસાબકિતાબની એક વહી મૂકી. અને તેમાં માલમિલકતની બધી વિગતોની માહિતી તેણે ટૂંકામાં લખી કાઢી. આમ બે-ત્રણ કલાક નીકળી ગયા. ગજેન્દ્ર મોક્ષનું મનમાં રટણ કરતી કરતી તે પાસેના ખંડમાં પેઠી. ગ્લાસ તૈયાર કર્યું. તે લેતાં પહેલાં એકવાર ગૌતમની છબી તરફ તેણે નજર કરી. ત્યાંથી નજર ખસેડવાનું તેને મન થયું નહિ. ને અનિમેષ નેણે આમ તાકતી જ બેઠી. અન્તે એક ઊંડી વેદના સાથે તે ગ્લાસ તેણે પોતાના મુખમાં ઠાલવ્યું; પણ તે ઘૂંટડો તેણે પૂરો ઉતાર્યો ન ઉતાર્યો તે પહેલાં તો તેની ઉપર કોઈ ધસી આવ્યું. તેના હાથમાંથી કોઈ ગ્લાસ છીનવી રહ્યું હતું વનલીલા તેને ગળે લટકી પડી હતી. તેની છાતીમાં માથું છુપાવી ને બોલી ઊઠી:

"બા! બા! આ શું? તમે સૌથી પવિત્ર છો, નિર્મળ છો. અમારા બન્નેની પતિતપાવની જાહ્નવી છો . . . ના, ના આમ અમને

અનાથ બનાવી જશો નહિ કહો બા, તમે તે નથી પીધુ ના; ના. નથી પીધુ. બા ! દેવી ! પુણ્યસલિલા, તમારી પ્રેમસુધાથી અમને વચિત રાખશો નહિ"

બારણામાં ગૌતમ પોતાની હથેળીમાં મો છુપાવી બેબાકળા જેવો ઊભો હતો.

લલિતાએ પોતાની વેદનાભરી દૃષ્ટિ તે બન્ને ઉપર માંડી. વનલીલાને માથે હાથ ફેરવતી ફેરવતી તેના મુખ પ્રતિ તે જોઈ રહી. તેના વદન ઉપરનો વેદનાનો ભાર જાણે ધીમેધીમે હળવો થઈ પ્રસન્નતા ફેલાઈ રહી હોય એમ લાગતુ હતુ તેણે પોતાનાં નેણ વડે ગૌતમને પોતાની નિકટ બોલાવ્યો બન્નેને પોતાની છાતી સરસાં ધરી તેણે પોતાના નેણ બીડી દીધાં.

નીરવ ઘરમા ગૌતમ અને વનલીલાના ભેગા ડૂસ્કાં ગાજી રહ્યા સામે બાગમા બાલિકાઓ ગાઈ રહી હતી

નયણા મારાં નીતરે·

કોઈ લ્યો નયણાંની ધાર !

# મિત્રો

"છોડી દે ! છોડી દે ! ટીપલા . . . પછી તને જીવતો નહિ રહેવા દઉં—હું !"

એક વડના ઝાડ નીચે બપોરના લગભગ બારેક વાગ્યે દસેક વર્ષની એક છોકરી એક કૂતરાને સંબોધી રહી હતી. બન્ને રખડેલ દેખાતા હતા પ્રશ્ન માત્ર એટલો જ હતો કે એમાથી વધુ રખડેલ કોણ ? ટીપુના મોમા એક ખિસકોલી તરફડી રહી હતી પેલી છોકરી જેને આસપાસના લોકો ગુલી નામથી ઓળખતા તે ટીપુને તેને છોડી દેવાનુ સમજાવી રહી હતી. પણ ટીપુને તેની એ વાતમા બહુ રસ પડતો દેખાતો ન હતો તે તો આમથી તેમ ઠેકડા મારતો, પોતાનુ માથુ વારંવાર ઊંચુનીચુ ઉછાળતો નાચી રહ્યો હતો. ગુલી પૂરેપૂરી ચિડાઈ. તેણે એક પથરો ઉપાડ્યો ટીપુએ લુચ્ચાઈથી તે તરફ નજર ફેંકી. 'તું તો નાહક અકળાય છે, ગુલી. જો એ ક્યાં મરી ગઈ છે ? કેવી મેં એને સહીસલામત રાખી છે,' એમ જાણે તેને સમજાવતો હોય તેમ તેણે પેલી

ખિસકોલીને છોડી તેની બીચારીની કેડ ભાંગી ગઈ હતી ગુલી બૂમ પાડી ઊઠી: "કેવો ઘાતકી છે ટીપલા! તને તો જરાય દયા ન મળે. બીચ્ચા...રી?"

ખિસકોલી જરાક તફડી એકાદ ડગલુ ચાલી. ટીપુ આગલા બે પગ લંબાવી, ક્ષણભર પોતાનુ શરીર તોળી, ક્યારે ગુલી ખિસકોલીને લેવા પોતાનો હાથ લંબાવે તેની રાહ જોતો ખિસકોલી પર અનિમિષ મીટ માંડી ઊભો રહ્યો. તેનો એ અભિનય જોતાં ગુલી બોલી. "હું જાણુ છું તારી દાનત શી છે કહુ છું—જા અહીથી, જો જીવવુ હોય તો." તેણે ફરીથી પેલો પથરો ઉપાડ્યો. જાણે રબરનો દડો ઊછળે તેમ ટીપુ એક છલગ મારી ખિસકોલીને ઉપાડી ઠેકડા મારતો નાઠો ગુલીએ બૂમ પાડી: "પાછો આવજે નકટા—તને હવે પાસરો જ કરીશ." પણ પેલા 'નકટા'ને તેની ધમકીની ક્યા પડી હતી! દૂર જઈ નિરાંતે તેણે તેનો નાસ્તો પતાવ્યો જીભ બહાર કાઢી મુખપ્રક્ષાલન વિધિ પૂરેપૂરી શાસ્ત્રીય રીતે પૂરો કરી આખમા સતોષ પ્રગટાવી વડ તરફ તે પાછો આવ્યો

ગુલી વડ હેઠળ રોટલો ખાઈ રહી હતી ટીપુને તેણે આવતા જોયો નહિ ટીપુએ કેવી રીતે તેની પાસે જવું, કેમ તેને મનાવવી વગેરે બધુ અગાઉથી નક્કી કરી મૂકયુ હતું ગુલીની સામે આવી તે ઊભો રહ્યો, પણ ગુલીનુ ધ્યાન તેના તરફ જાય તો ને? એટલે તેણે પોતાના આગલા પગવતી જમીન ખોતરવા માડી. "હુ આવ્યો છું, ગુલી, હુ આવ્યો છું ગુલી—જો તો ખરી," એમ જાણે તે તેને કહી રહ્યો હોય! અવાજ સાભળતા ગુલીએ સામે જોયુ ટીપુએ પૂછડી પટપટાવી પણ ગુલીનો રોષ ઊતર્યો ન હતો. તેણે જાણે તેને જોયો જ નથી એમ ફરીથી રોટલાના બટકામા પોતાની નજર પરોવી. ટીપુને આ અસહ્ય લાગ્યુ આટલો બધો રોષ! અને તે

પણ એક ખિસકોલી માટે! "જોઈએ તો ગુલી, એકવાર ધરાઈને મારી લે, પણ આમ અબોલા લે એ કેમ પરવડે?" એમ જાણે સમજાવતો હોય તેમ ટીપુ સહેજ નજીક આવ્યો. પણ ગુલીએ હજુ જાણે તેને જોયો જ નથી એમ બતાવવાનું ચાલુ રાખ્યુ હવે તો તે છેક નજીક આવી પહોંચ્યો. પોતાનું મોઢુ તેણે ગુલીના ગળા સરસું ધર્યુ પોતાનુ બધું જોર હાથમાં ભેગું કરી ગુલીએ જોરથી તેને ધક્કો માર્યો. ટીપુ જાણે "હાથ તો નથી ઊતરી ગયોને ગુલી બહેન! જોઉં, ક્યાં વાગ્યું?" એમ કહેતો હોય તેમ ગુલીના ધક્કાથી એક ડગલુ પાછળ હટી ફરીથી તેના હાથને પોતાનું મો અડાડવા મડ્યો. "નફ્ફટ, શરમાતો યે નથી! હજુ તો પેલી ખિસકોલી બીચારી પેટમા પડી છે ને પાછો મારી સાથે લાડ કરવા આવ્યો! ખાટકી, બાયલા! જાય છે કે નહિ અહીંથી?" તેણે લાત ચોડી કાઢી. ટીપુએ એક અવાજ કર્યો, પૂછડી પટપટાવી, ચિડાવાનો દેખાવ કરતો તે ત્યાથી થોડેક દૂર નાઠો પણ રોટલાની ગંધ હજુ નાકમાંથી ગઈ ન હતી. તેણે સહીસલામત અંતરે ઊભા રહી ગુલીમા કદાચ હૃદયપલટો થાય તેની રાહ જોવા માડી તેને ત્યાં ઊભેલો જોઈ ગુલી મોટેથી બોલી. "આજ તારું હુ બિલકુલ સાભળવાની નથી તારુ ગોઝારું મો હવે જો બતાવ્યું! . ." પણ જરા વાર પછી પાછી તે બોલી. "જા, આજ તો તને દયા કરી જતો કરુ છું, પણ ફરી આવું કર્યું તો કમોતે મારીશ તે નક્કી માનજે" તેણે પોતાના રોટલાના બટકામાથી થોડાક સામે ફેંક્યા. ટીપુ આખ નચાવતો, આનંદના ઉદ્‌ગાર કાઢતો, મોંમા ટુકડા લઈ નાચવા મડ્યો ગુલીથી હસ્યા વિના નહિ રહેવાયુ 'મે ખોટું નથી કહ્યું'. તદ્દન નકટો છે તુ ટીપલા'

*

આ બન્ને મિત્રો વારંવાર લડતાં, એકબીજાથી વારંવાર

રિસાતા; પણ થોડી વારમા પાછા એકના એક થઈ જતા. એક દિવસ બન્ને અનાથ જેવા રસ્તા ઉપર ભેગા થઈ ગયા અને તે દિવસના જાણે એકબીજાને જુગજુગથી ઓળખતાં હોય તેમ ગાઢ મિત્ર બની ગયા ગુલીટીપુની આ મૈત્રી સહુ કોઈ જાણતુ, અને ગુલીને જે કંઈ મળતું તેમા ટીપુનો પણ ભાગ ગણીને જ લોકો તેને આપતા.

વડ પાસે એક ધર્મશાળા હતી. ગુલી રાત્રે તેના ઓટલા પર સૂઈ રહેતી. ટીપુ પણ હમેશ તેની નિકટ જ સૂતો—જાણે એ નાની બાળકીની ચોકી કરવાનુ કોઈએ તેને સોપ્યું ન હોય! આમ તેમની મૈત્રી નિષ્કટક ચાલી જતી હતી ગુલી હવે જરા મોટી થઈ. તે તેરચૌદ વર્ષની થઈ એક દિવસ તેને આવતા મોડુ થયુ. રાહ જોતાજોતાં ટીપુ થાકયો તેણે આમથી તેમ આટા માર્યા, વારંવાર જાણે કઈ સૂઘવા પ્રયત્ન કરતો હોય તેમ ગુલીની આવવાની દિશામા નાક માડી અવાજ કરવા મડયો. પણ ગુલી દેખાઈ નહિ. તેને ભૂખ પણ કકડાવીને લાગી હતી, પણ અત્યારે તેને ભૂખની પડી ન હતી 'ગુલી કેમ આવી નહિ? તેને કઈ થયુ તો ન હોય?' તેણે એકબે કરુણ અવાજ, અસહાયતાના નિ શ્વાસ પણ, નાખ્યા. એવામા દૂર કોઈના હસવાનો અવાજ સંભળાયો ટીપુના કાન સરવા થઈ ગયા, હર્ષથી તેની આખ, તેના પગ, તેનુ આખુ અગ નાચી ઊઠયુ ગુલીનુ જ એ હાસ્ય—પણ તેની સાથે આ કોણ? ટીપુ ઘૂરકયો. ગુલી સાથે બીજો કોઈ ચૌદપદરેક વર્ષનો છોકરો હતો. તે બન્ને નિકટ આવ્યાં એટલે ઠેકડા મારતો ટીપુ પેલા છોકરા પર ધસ્યો. ગુલી તેને અટકાવતા બોલી ઊઠી "શરમ નથી લાગતી ટીપલા, આમ મહેમાનનુ અપમાન કરે છે તે! જો નો ખરો કોણ છે?" ટીપુએ આંખ આમથી તેમ ફેરવી ડોકું હલાવી તેને ધારીધારીને જોયો. પણ તેણે તેને અગાઉ કયાય

જોયાનું યાદ આવ્યું નહિ, એટલે ગુલીએ કરાવેલી ઓળખાણનો તે સસ્મિત જવાબ આપી શક્યો નહિ, તેમ એ નવા આગંતુક તરફની પોતાની નાખુશી પણ છેક છુપાવી શક્યો નહિ. "આ નવી બલા ક્યાંથી ઉપાડી લાવી!" જાણે ગુલીને તે ઠપકો આપી રહ્યો હોય એવો તેની આંખમાં સ્પષ્ટ ભાવ હતો. ગુલી તેના માથામાં વહાલથી ટપલી મારતાં બોલી

"ટીપલા, તું તો હમેશનો એવો અદેખો જ રહેવાનો. ચાલ ખસ—જરા હવે નિરાંતે બેસવા દે."

ટીપુએ પોતાનું તોફાન તો બંધ કર્યું, પણ આજ તેને બહુ સંતોષ ન થયો. ગુલીએ માત્ર માથા પર એક ટપલી મારી એટલું જ—રોજ જેવા લાડ તેણે ક્યાં લડાવ્યાં? પેલા નવા આવનારના પાપે જ એમ થયું એ વિશે તેના મનમાં જરાય સંશય ન હતો. તે ક્યારે જાય તેની તે રાહ જોવા મંડ્યો. પણ ટીપુએ ભારે નિરાશા સાથે જોયું કે તેની ક્યાંય જવાની દાનત હતી નહિ. નિરાંતે તે ગુલી સાથે ગપ્પાં મારતો બેઠો. એટલું જ નહિ, પણ ગુલીએ રોટલાનું પોટલું છોડ્યું ત્યારે તેને તેમ કરવામાં તે મદદ પણ કરવા મંડ્યો. ત્યારે જ ટીપુને પૂરું સમજાયું કે એ ભાઈસાહેબની દાનત તો પોતાના રોટલામાં પણ ભાગ પડાવવાની હતી. પણ વળી પાછી ગુલી કહેશે કે અદેખો છે—એટલે મોટું મન રાખી મોઢા સુધી આવેલા શબ્દો તે ગળી ગયો. પણ ગુલી તેના મો ઉપરનો ભાવ કળી ગઈ. "તું ભૂખ્યો નથી રહેવાનો ટીપલા, તે આમ રિસાઈ બેઠો. લે તારે માટે તો આજે થોડોક ભાત પણ લાવી છું" એમ કહી તેણે રોટલો ને ભાત ટીપુ સામે ધર્યો. પણ રોજની જેમ ટીપુ આજે નાચ્યો નહિ, એટલે ગુલી પાછી તેના માથા પર હાથ ફેરવતાં બોલી: "લે, કાલ હવે મોડી નહિ આવું—બસ. થયો ને

સંતોષ હવે ?" માથા પર નાજુકતાથી ફરતા હાથની સુખદ લાગણી અનુભવતાં ટીપુએ પોતાની આખ મીચી.

ગુલીના એ નવા ભાઈબંધનુ નામ હતું દાદુ. દાદુ હવે રોજ સાથે આવવા મડ્યો. એ દિવસ પછી ટીપુએ પણ મનેકમને તેની મૈત્રી સ્વીકારી—એની જગ્યાએ હવે ત્રણ મિત્રો થયા. પણ તેમને માથે એક નવું સકટ આવી પડ્યું ધર્મશાળાનો જુનો રખેવાળ મરી ગયો. તેની જગ્યાએ એક નવો જુવાન રખેવાળ છગન આવ્યો. તેણે આ ત્રણેને ત્યાથી હાકી કાઢ્યાં એટલે અ તે તેમને રાતવાસાને માટે વડનો જ આશ્રય લેવો પડ્યો. ગુલીને આથી દુઃખ તો થયુ, પણ તેણે ગમે તેમ કરી પોતાનુ મન મનાવ્યું. પણ ટીપુ નવા રખેવાળની એ દુષ્ટતા ભૂલવા તૈયાર ન હતો અને વખત આવ્યે તેને માટેનો પોતાનો અભિપ્રાય સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યા વિના પણ રહેતો નહિ— જોકે તે બદલ તેને એકબે વખત બબ્બે દિવસ સુધી ગુલી પાસે પાંસળી પર શેક કરાવવો પડ્યો હતો.

પણ વડ હેઠળ આમ બારે માસ કંઈ થોડુ જ પડી રહેવાય ? ચોમાસામાં શું થશે ?—ગુલી અને દાદુ બન્નેને આ પ્રશ્ન મૂઝવતો હતો. એક દિવસ બન્ને એનો જ વિચાર કરતા બપોરે બેઠાં હતા. દાદુ બોલતો હતોઃ

"ગુલી, ઉનાળાના આ ચાર મહિના તો ઠીક, પણ ચોમાસામાં શું થશે ?"

"હું પણ ક્યારની તે જ વિચારું છુ. મૂઆનું શું લૂટાઈ જતું હશે ? ને એ ઓટલો તેના બાપનો થોડો જ છે ? ઈશ્વર કરે ને તેની આખ જ ફૂટી.. '

"ગુલી, એમ શાપ દે મા. એનાં કર્યા એને ભારે..."

"કેમ શાપ ન દઉં ? ટીપુએ એનુ શું બગાડ્યું છે જે મૂઓ દેખે ત્યાથી મારે ?"

" એથી જ ગુલી, હું વિચારું છું કે આપણે અહીંથી ક્યાંક જતાં રહીએ. "

" ના. એમ કંઈ થોડું જ જવાય? કંઈ નોકરી શોધી કાઢ તો વળી જઈએ પણ ખરાં "

" ને નોકરી શોધી કાઢું પછી તરત લગ્ન કરવાં તે કબૂલ ને? "

" મેં ક્યારે ના પાડી છે જે આમ ફરીફરી પૂછ્યા કરે છે? "

એટલામા ગુલીને પોતાનું લૂગડું ખેચાતુ હોય એમ લાગ્યું. તેણે પાછળ જોયું. ટીપુ તેનું લૂગડું મોમા ઘાલી ખેચી રહ્યો હતો ગુલીએ હસી લૂગડુ છોડાવી માથા પર ટપલો મારતાં કહ્યું:

" ઘડીભર પણ તું સખનો નહિ રહેવાનો ટીપલા—ચાલ આમ ગાડા ન કાઢ. " તેણે દાદુને સંબોધતા આગળ ચલાવ્યુ: " ને દાદુ હવે મને મનમા જાણે રોજ કંઈ કંઈ થયા કરે છે. આપણે ક્યાક ઠરીઠામ થઈએ તો સારું. લોકોનો મૂઆઓનો મને હવે ભરોસો નથી પડતો તે જોયુ ને પેલા વાણિયાએ આજે કેવી આંખ મિચકારી હતી તે? "

" એથી પણ આપણે અહીંથી જલદી જતા રહેવુ જોઈએ, ગુલી. "

તે વાક્ય પૂરું કરે તે પહેલાં ફરીથી ગુલી પોતાનુ લૂગડું ખેચાતુ જોઈ બોલી ઊઠી:

" ટીપલા, આજ તને હું માર્યા વિના નથી છોડવાની, હો. આખો દહાડો લાડ તે કંઈ સારાં લાગતાં હોય! " પણ ટીપુને આ નીતિવાક્યની અસર ન થઈ. તે જોરમાં ખેચવા મડ્યો. ગુલીને ઊઠવુ જ પડ્યું. તે બોલી.

" પૂરી સતાવશે તો જ તને જપ વળશે ખરુ ને, તોફાની? "

ટીપુ ગુલીને ખેંચતો જ ગયો એટલામા વડના પાછલા ભાગમાંથી નવો રખેવાળ સપાટાભેર ધર્મશાળા તરફ ચાલ્યો ગયો તેની પાછળ થોડેક સુધી ટીપુ ભસ્યો ગુલી પાછી દાદુ પાસે આવી બેઠી

"દાદુ, પેલો છગન બધી વાત સાભળી ગયો, હો મને એની આંખ સારી નથી લાગતી, એટલે હવે મારાથી એકલા અહીં ન જ રહેવાય "

"એટલે જ હુ કહુ છુ કે ચાલ આપણે અમદાવાદ જતા રહીએ."

"પણ મને એવા મોટા શહેરમા એમ ને એમ જતા બીક લાગે. અહીં તો બધાં ઓળખે એટલે મદદે કરે. ત્યા કોણ હાથ દેવા આવે? એટલે એમ કર. તુ ત્રણચાર દહાડામા કંઈ નોકરી શોધી પાછો આવ અને હું અને ટીપુ તારી સાથે આવીશું."

"પણ મને આવતા કદાચ મોડું થાય તો તું મારી રાહ તો જોશે ને?"

"જરૂર આ વડ હેઠે જ તારી રાહ જોયા કરીશ. બીજે ક્યાય નહિ જાઉં—જ્યા સુધી તું આવે નહિ ત્યાં સુધી. પણ દાદુ, જો મોડુ કર્યું તો મારુ મરેલીનુ મોઢુ જોશે એ યાદ રાખજે . ."

દાદુ એકદમ તેના મો ઉપર હાથ દબાવી બોલ્યોઃ "એવુ મા બોલ, ગુલી, એવુ મા બોલ જો આ સૂરજદેવતાની સાખે કહું છુ કે હુ પાછો આવીશ."

"ને હુ યે સૂરજદેવતાની સાખે કહું છુ કે તુ આવે નહિ ત્યાં સુધી અહીં જ તારી રાહ જોઈશ."

*

દાદુને ગયાને દસ દિવસ, મહિનો, બે મહિના થયા. ગુલીનું મોં ફિક્કુ પડતું ગયુ નિત્યની તે ઉદાસ રહેવા લાગી. અનેક કુશંકાઓ તેના મનમા ઘર કરવા મંડી પણ તે કોક દિવસ આવશે જ એવી આશા તો ચોવીસે કલાક તેના મનમાં જાગતી જ રહેતી. ટીપુ ગુલીનુ ઉદાસ મુખ જોઈ વારંવાર દુ:ખી થતો રાતે તેના નિસાસા સાભળી તરત જ પોતાનુ મો વહાલથી તેના શરીર પર ઢાળી તેને આશ્વાસન આપવા પ્રયત્ન કરતો. માત્ર બોલાયેલા શબ્દો સિવાય બીજી બધી રીતે તે ગુલીને આશ્વાસન આપી રહ્યો હતો ગુલીને શબ્દોની જરૂર ન હતી. તેની આખમા શબ્દો વાચવાની તેને ટેવ પડી ગઈ હતી રાતે પોતાની બાથમા તેને ને લેતી. તેના માથા ઉપર ચુંબન અને આંસુનો અભિષેક કરી નિસાસા નાખતી તે સૂઈ જતી. ટીપુ આખી રાત તેની ચોકી કરતો બેસી રહેતો. એકબે વખત તો તેણે રાત્રે ભયકર અવાજ કર્યો તે સાંભળી ગુલી ઊંઘમાથી ઝબકી જાગી ઊઠતી. અંધારામા કોઈ નાસી જતુ હોય એવો પણ તેને ભાસ થતો.

એક દિવસ છગન ગુલી પાસે આવ્યો. નમતા પહોર થવા આવ્યા હતા. ગુલીનું ઘાટિલુ મુખ દુઃખની રેખાથી વધુ આકર્ષક દેખાતું હતું. છગને કહ્યું.

" ગુલી, અહીં વડ હેઠળ પડી રહે છે તે આ ધર્મશાળામા સૂતી હો તો ? "

" ના, ભાઈ, અહીં જ ઠીક છે. "

" તે તારી મરજી. પણ અહીં તારી પાસે પૂરું પાથરવાનું પણ કયાં છે ? લે આ ચાદર વાપરજે. "

જેને રોજ માગીને જ ગુજરાન ચલાવવાનું તેને માટે આ કંઈ નવું ન હતું. પણ ગુલીના મને તેનો સ્વીકાર કરવા ના પાડી

તે બોલી:

"છગનભાઈ, હુ તો ટેવાઈ ગઈ છું. અને એને સાચવતી યે ક્યાં ફરુ ? એવી કીમતી ચાદર મને નહિ શોભે."

"ગુલી, આટલુ બધું અભિમાન! ટુકડા માગતાં તો પત્તો નથી ખાતો ને આમ મારી આગળ નાક ફુલાવે તે હુ નહિ સમજું ?" ગરીબ ઉપર અકારણ રોષ કરવાનો એક વણલખ્યો સનાતન અધિકાર લાબા વખતથી લોકો વાપરતા આવ્યા છે તેનો ઉપયોગ કરતા છગન બોલ્યો તેણે ઉમેર્યું: ' પણ યાદ રાખજે ગુલી, જેની તુ રાહ જોયા કરે છે તે દાદુ કદી પણ પાછો નથી આવવાનો "

ગુલીને કોઈએ જીવતી કાપી નાખી હોત તો પણ આવો આઘાત ન લાગત તેણે પોતાની આખ હાથથી દાબી દીધી. ડૂસકાં લેતી લેતી તે બોલી:

"છગન, મે તારુ શું બગાડયું છે તે તુ મને નાહક આમ પજવે છે ?"

પણ છગન તેની વાત સાંભળવા ઊભો રહ્યો ન હતો. એ ઝુટ્ટા વડે પણ તે રાતે અનેક છાનાં આસુ સાર્યાં.

*

ગુલી આજ બે દિવસથી બાવરી જેવી ફરતી હતી તેની આખમાથી અવિશ્રાન્ત રીતે આંસુ વહ્યે જતા હતાં. "ટીપુ ! ટીપુ ! ભાઈ ! તું કયાં ગયો ? ટીપુ !" એવા શબ્દો વારંવાર તેના મુખમાથી નીકળતા હતા. બે દિવસથી ટીપુ કયાંક ગુમ થઈ ગયો હતો આ આઘાતપરંપરા તેનુ હૃદય ન ઝીલી શકયુ. તે તદ્દન હતાશ બની ગઈ વડ નીચે બેઠીબેઠી તે અસહાયતાના આસુ સારી રહી હતી એવામા છગન તે રસ્તે થઈને જતો હતો

તેની તેના ઉપર નજર પડી. તે બોલ્યોઃ

"કેમ ગુલી, રડે છે કેમ?"

"છગનભાઈ, મારો ટીપુ બે દિવસથી આવ્યો નથી."

"એમ?"

"હા, તમે ક્યાંક જોયો છે એને?"

"જોયો તો નથી, પણ શોધી આપું તો?"

' તો તમારો પાડ નહિ ભૂલું."

"એમ હું કંઈ છોકરો નથી કે તુ મને પટાવી જાય. એ પાડબાડની વાત હું નહિ જાણું બોલ તું..."

ગુલી ધ્રૂજી ઊઠી તેણે કાન ઉપર હાથ દાબી દીધા. પણ.. પણ.. ટીપુ? તેણે તેનું મન મક્કમ કર્યું આંખમાં તેજ લાવી તે બોલીઃ "કબૂલ, છગન. મને તારી એ શરત કબૂલ છે; પણ આજ રાત પહેલાં ટીપુને તુ લાવી આપે તો. તે સાથે એક નાળિયેર, એક સોપારી અને એક પૈસો લઈ આવજે. કાલ સવારે કાળકા માતાને મારી બાધા ઉતારી મારાં વેણમાથી છૂટી થઈ તારી શરત પાળવા હૂ ધર્મશાળામાં આવીશ."

છગનનું મોં આનદથી ખીલી ઊઠયુ તેણે ચારે બાજુએ નજર નાખી. દૂરદૂર સુધી કોઈ દેખાતું ન હતુ ગુલી બેઠી હતી તે તરફ તે નીચે વળ્યો. ગુલી ચમકી. તેના હોઠ ઉપર કંઈક અડયુ. તેનું આખુ અંગ ધ્રૂજી ઊઠયુ. તે એકદમ બૂમ પાડી ઊઠી· "છગન, મારી બાધા—મારી બાધા. કાળકા માતા આપણને બન્નેને ભરખી ખાશે—" છગન ચમકી બે ડગલા પાછળ હઠ્યો. તે જતા તરત ગુલી ગાડાની જેમ દોડી. તેના ઘડામાંથી પાણી લઈ તેણે તેના હોઠ ધોયા, પણ તેથી સંતોષ ન થયો. ફરી ફરીને તેણે હોઠ ધોયા પાસે પડેલુ એક ઠીકરું ઉપાડી તેણે વારંવાર હોઠ ઉપર

ઘસ્યું. અંતે લોહી નીકળવા માંડ્યું, અને વધુ ઘસવું અસહ્ય થઈ પડ્યું ત્યારે જ તેણે તે છોડ્યું.

સાંજે છગન ટીપુને લઈને આવ્યો. ગુલી તેને જોતા ગાંડી જેવી બની ગઈ. ટીપુએ જાતજાતના અવાજ કાઢ્યા. તે રોયો, હસ્યો, નાચ્યો, કૂદ્યો; ગુલીના હાથને, ગુલીની ગરદનને, ગળાને, મોને, આંખને, માથાને તે પોતાની જીભ વડે આનંદથી નવડાવી રહ્યો. ગુલી તેને બાઝી પડી છગન બોલ્યો: "ગુલી, મેં તો મારું વચન પાળ્યું. હવે તુ તારું ક્યારે પાળે છે?"

"ભૂલી ગયો છગન, પેલી બાધા?"

"ના, હું પૈસો, સોપારી ને નાળિયેર લાવ્યો છુ."

"તો કાલે. પણ આજ રાતના હવે અહીં આવતો નહિ. મારે માતાનુ જાગરણ કરવુ પડશે."

"વારુ," બોલી છગન ચાલ્યો ગયો

તે રાતે ગુલીએ ટીપુને અનેક વખત બાથમા લીધો, અનેક વખત તેની ઉપર આસુ વર્ષાવ્યા પેલો ગંભીર વડ અને આકાશમાના તારા પણ ધરતી પરનુ આ અદ્‌ભુત દૃશ્ય જોઈ રહ્યા.

*

બીજે દિવસે સવારે વડ નીચે જાણે હાલ જ ઊંઘી ગઈ હોય એવી ગુલી સૂતી હતી તેનાં બિડાયેલા નેત્રો જાણે હમણાં ઊઘડશે એવા લાગતાં હતા પાસે હતાશ ટીપુ અને દાદુ અસહાયતાનાં આસુ સારી રહ્યા હતા ગુલી સર્વ દુઃખોના ઔષધરૂપ પોતાની આ મીઠી નિદ્રામાથી જાગી પોતાના સ્નિગ્ધ નયને હવે ફરી કદી જોવાની નથી એવી હૃદયભેદક ખાતરી બન્નેને થઈ હતી પણ ઊંડેઊંડે હજી કંઈક આશા રહી હોય તેમ તે ગુલીના મુખ તરફ છલકાતી આખે જોઈ રહ્યા હતા સૂરજદેવતાની સાખે આપેલુ વચન ગુલીએ પાળ્યુ ન હતુ એવુ કહેવાપણું દાદુને રહ્યુ હતુ ખરુ?

૯

# માછીકન્યા

**ની**લ ઘેરા સમુદ્રની વિસ્તીર્ણ ક્ષિતિજ ઉપર તેની નજર ચોટી હતી. ખીલતા યૌવનની એકબીજા ઉપર ધસતી પ્રચણ્ડ ઊર્મિઓની જેમ જાણે અગમ્યના અંતરમાથી સહસા જાગી કિનારા તરફ ધસતા, ઘુઘવાટ કરતાં, ઘડીકમાં લાસ્ય તો ઘડીકમા તાંડવ કરતાં, કોઈ ભવ્ય, ગહન, ગંભીર સગીતના સૂરો પ્રગટાવતા, અફાટ તીરપ્રાન્તના ઉરમા સમાવા મથતા મોજાંઓને જાણે તે ગણી રહી હતી. તે મોજાઓ સાથે તેને જુગજુગનુ સખ્ય હોય, તેમાના પ્રત્યેકને તે પિછાનતી હોય, અને જાણે દરેક તેને માટે પોતાની અતર્ગુહામા પ્રયત્નપૂર્વક છુપાવી, જતન કરી કોઈ ગૂઢ સંદેશ લાવતુ હોય એમ તેના મુખ ઉપરના ભાવ પરથી દેખાતુ હતુ ગઈ કાલે તેના પિતાએ તેને એક અજબ રહસ્ય કહ્યુ

"પેલા મોજાં ત્યા જરાક વળાક લેતા દેખાય છે ને તે ઝાઝરીમા તારી મા ડૂબી ગયેલી. ત્યારે તુ દોઢ વર્ષની હતી. અને તારી માની મા પણ તારી માને દોઢ વર્ષની મૂકી ત્યાં જ

એક હોડી ઊંચી વળી જતાં ડૂબી ગયેલી. આમ તારી મા અને તેની મા અને તેની મા એમ પાંચ પેઢી સુધી બન્યુ છે. એટલે દીકરી, તને આજે ચેતાવવા આ વાત કહુ છું કે તુ ગમે તે કરજે, પણ પાણીની ભાઈબંધી નહિ ”

“ પાણીની ભાઈબંધી નહિ ! ” કેવું કારમું ! પણ સ્નેહાળ પિતાને શે આઘાત લગાડાય ? માછીકન્યા પાણીની ભાઈબંધી ન કરે તો કોની કરે ? અને પેલું સ્થળ જ્યાં તેની મા ડૂબેલી, જ્યાં તેની માની મા ગયેલી તે તો તેની માનીતી ઝાંઝરી. ત્યાની મોજાંની રમત જોતા, ત્યાના પ્રચડ વમળો જોતાં, તે ગાડીઘેલી બનતી. ત્યા આગળ થતો મોજાંનો વળાંક જેટલો ભવ્ય તેટલો વિષમ હતો. રસિક લોકમાનસે જળસુદરીના પગનુ તે ઝાઝર હોય એવી કલ્પના કરી તેને ઝાંઝરી નામ આપેલુ કેટકેટલી વાર તે એકલી પોતાના તરાપાને તેના અંતર ઉપર નચાવતી, કૂદડી ફરાવતી લઈ જતી ! કેટકેટલી વાર એકબીજા સાથે ગેલ કરતા, સતાકૂકડીની રમત રમતા મોજાંઓમાથી ઊછળતા શિકરોને જાણે કોઈ નર્તકીની ઝાઝરીમાથી નીકળતા મોહક સૂરોની જેમ તેણે હર્ષથી વધાવી પોતાના અંગેઅંગમા પુલકિતતા અનુભવી હતી ! અને હવે તો તે ઝાઝરીમા માતા અને માતામહીઓ સૂતી છે ! એટલે તે તો તેનુ માનીતુ મોસાળ ! કન્યા મોસાળે ન જાય ? એ તે કેવુ ! પણ રૂપાના મનમા એક વિચાર ચમકયોઃ

“ પણ બાપા, મા, આજી ને આજીની આજી એ બધા પરણ્યા પછી ડૂબેલા ને ? ”

બાપે હકારસૂચક જવાબ આપ્યો.

“ તો પછી હુ પરણુ જ નહિ તો કેવુ ? પરણુ તો ડૂબુ ને ? ”

“ તુ તો ગાડી છે ! કોઈ કુવારી ગાભળી છે ? ”

" ના, હુ નહિ પરણુ, અને ઝાંઝરીની ભાઈબંધી નહિ છોડુ," રૂપાંએ હઠ કરી.

રૂપાના બાપને રૂપાંની મા યાદ આવી તેના મુખમાંથી નીકળેલુ વેણુ તે ભાગ્યે જ પાછી ખેંચતી આવી જ તેની હઠ, આવો જ તેનો દઢ આગ્રહ. તેણે જોયુ કે રૂપાને ધમકાવીને કે બીજી કોઈ રીતે નહિ સમજાવી શકાય, એટલે તે વાત ભુલાવવા તેણે બીજી વાતો કાઢી. પણ રૂપાંને તો એ જ વિચાર આવતા હતાઃ "મા ઝાઝરીમાં સૂતી છે તેમાં જ મને તે રોજ બોલાવે છે, અને હવે બાપા કહે છે કે મારે ત્યા જવુ નહિ! એ તે કઈ બને? અને હવે મને પણ નિરાત થઈ. દેવાને અને સોમાને હવે કહી દઈશ કે પરણવુ જ નથી"

આજે ગઈ કાલની એ ઘટના ઉપર વિચાર કરતી પોતાની પ્રિય ઝાઝરી ઉપર મીટ માંડી રૂપા બેઠી હતી. દેવાને અને સોમાને તેણે આજે ઝાઝરી આગળ મળવાનુ વચન આપ્યુ હતુ તેની આખો કોઈ ગૂઢ દશ્ય જોઈ રહી હોય એવી લાગતી હતી વરુણ અને સૂર્યના આશીર્વાદના પરમપ્રસાદરૂપ તેની શ્યામતામાથી નીતરતી મોહક કાન્તિ તેના પ્રત્યેક અંગમાથી ઝરી તેના નામને સાર્થ કરતી હતી રૂપા સાચે જ રૂપા હતી ગામના એકેએક યુવાન એના સ્વપ્ન સેવતા. અનેક સ્રીઓને એને પુત્રવધૂ બનાવવાના કોડ હતા પણ રૂપાની નજરમા દેવો અને સોમો જ ઠરતા. બીજા બધા તરફ તો તે જોવાની પણ પરવા કરતી નહિ. એક દિવસે એક મોટી માછલી પોતાને ખભે નાખી, અને માથા ઉપર નાની-નાની માછલીઓથી ભરેલો એક ટોપલો ઉપાડી તે ચાલી આવતી હતી. દેવો પણ ખભે જાળ નાખી તે જ રસ્તે પાછળપાછળ આવતો હતો માથાથી પગ સુધી રૂપાના રૂપને તેની આખ ધરાઈ-ધરાઈ ને પી રહી હતી માછલીના હલનથી રૂપાનુ લુગડુ એક

બાજુ ખસી જતા કાંચળીના કસથી કટિ સુધીનું તેનુ અંગ નિહાળતા દેવાની આંખમા હર્ષની લહરો ઊછળવા માડી. રૂપાના કચ્છ હેઠળની ઝંઘા અને પગની પિંડલીઓમા તેને અસહ્ય આકર્ષણ લાગવા માડ્યું. એવામાં રૂપાંને ઠોકર વાગતા તેનો ટોપલો પડી ગયો. દેવો દોડ્યો. તેણે માછલીઓ બધી તેમા ભરવામાં રૂપાંને મદદ કરી ધડીકમા તે ટોપલામા માછલી નાખે તો ધડીકમાં રૂપાના મુખની સૌન્દર્યરેખા નિહાળે. રૂપા પણ દેવાના માસલ હાથ, તેના સુદઢ સ્નાયુ અને તેની ચપળતાને મુગ્ધ બની નિહાળી રહી હતી. જ્યારે જ્યારે તે દેવાને કે સોમાને જોતી ત્યારે તેના હ્રદયમાં ન સમજાય એવી લહરો ઊઠતી. તે બન્ને તેને ઘણા ગમતા, અને તેમની સાથે વાત કરવાના પ્રસગ મળતા તેને અપાર આનંદ થતો દેવાએ ટોપલામાં માછલી ભરતાંભરતાં કહ્યુઃ

"રૂપા, તારું નામ કોણે પાડેલુ ?"

"કેમ જો ?"

"જો હુ જાણુ તો તેને દોઢ મણની માછલી પકડી લાવી ભેટ આપુ."

"વાહ રે ! કેમ એટલુ બધુ !"

"તુ રૂપા જ છો તેથી" એમ કહી દેવાએ રૂપાં તરફ એક માર્મિક દૃષ્ટિ ફેંકી સહજ સ્મિત કર્યું રૂપાના મુખ ઉપર લાલી આવી તેણે આછુ સ્મિત કરતા કહ્યું:

"ગાડો મા થા ગાડો દેવા, હુ કઈ એ એવી નથી."

પણ દેવો એમ થોડો જ તેની વાત સ્વીકારી લે ? રૂપાના ઉત્તરથી તેનો ઉત્સાહ અને તેની હિમ્મત બમણાં થયા

"રૂપા આટલુ બધું રૂપ કોને માટે સાચવતી હશે ?" તેણે કહ્યું.

રૂપાંના હોઠ જરા બિડાયા. પણ મોંમાં આવેલો ઉત્તર ગળી જઈ તે સ્મિત કરતાં બોલી:

"પે . . . લી ઝાંઝરી માટે," એમ કહી તેણે દૂર ઝાંઝરી તરફ આંગળી કરી.

ઝાંઝરી જોડેની રૂપાંની ભાઈબંધી ગામમા સર્વ કોઈ જાણતું, એટલે દેવાને તેમા આશ્ચર્ય ન થયું; પણ તેને જે જવાબ જોઈતો હતો તે ન મળ્યો આજે મળેલી તક તેને જતી કરવી ન હતી. વાત એમ હતી કે દેવો અને સોમો બન્ને બાળપણના પરમ મિત્ર. સગા ભાઈના કરતા પણ બન્નેનું એકબીજા ઉપર અપાર હેત બન્ને સાથે માછલાં મારવા જાય, સાથે તરવા જાય, સાથે હરેફરે અને દિવસમાં ઓછામા ઓછો એક વખત તો સાથે જ જમે. યૌવનને ઊંબરે પ્રવેશ કરતા બન્નેએ મહત્ત્વાકાંક્ષા પણ એક જ પ્રકારની સેવવા માંડી જો એકને વહાણવટાનો વિચાર આવે તો બીજો સાથે ખરો જ, અને બીજાને જો માછલીઓ પકડવાના જ ધંધામાં રચ્યાપચ્યા રહેવાનો વિચાર થાય તો તેના ભાઈબંધનો પણ તે જ વિચાર. બન્નેના ઉરમાં યૌવનની ઊર્મિઓ ઉછળવા માડી. રૂપાં બન્નેની પ્રેરણામૂર્તિ બની પણ સોમાને ખબર ન હતી કે દેવાનું ધ્યાન રૂપાંમાં હતું; અને દેવાને ખબર ન હતી કે સોમાને રૂપા સિવાય અન્ય સ્વપ્નાં જ ન હતા. આજે રૂપાને જોતાં દેવો ગાડો બન્યો. પોતાનો પ્રેમ જો રૂપા સ્વીકારે તો સોમાને એ આનંદભર્યા સમાચાર આપવા તેનુ હૃદય થનગની રહ્યું; પણ તેને ખબર ન હતી કે એ જ દિવસે સવારે સોમાએ રૂપાંને જાળ નાખવામાં મદદ કરતાં પોતાના પ્રેમની વાત કહી હતી. રૂપાંએ તેનો જવાબ હકાર કે નકારમાં ન આપતાં એક મોહક સ્મિત કર્યું હતું. દેવાએ તક ન જવા દેતા આગળ ચલાવ્યું હતું:

"રૂપાં, એક વાત કહું? તું ચિડાય તો નહિ?"

એ વાત કઈ છે તે રૂપાં જાણુતી હતી. પણ તેને મોઢેથી સાભળવામાં જે મીઠાશ મળે તે તો જુદી જ ને ! એટલે તેણે પોતાની લટમાંથી નીતરતાં માછલીના પાણીનાં ટીપા પોતાના લૂગડાના એક છેડા વડે લોતા કહ્યું.

" કહેને, એવી કેવીક વાત છે કે મને ચીડ ચડે ? "

" રૂપા, તુ મને ઘણી જ ગમે છે." બોલતાં તો બોલાઈ ગયુ, પણ દેવાએ બીકથી પોતાની આખ ક્ષણભર સીચી દીધી. રૂપાના મુખ ઉપર હર્ષની અને લજ્જાની એક લહરી આવી ગઈ. દેવો ફરી હિમ્મત ભેગી કરી બોલ્યો

" રૂપા, તારા બાપને કહુ કે મારી જોડે તારા વિવાહ કરે ? "

રૂપાએ જરા પાછળ જોયુ અને જાણે કોઈ ને આવતા જોઈ ગભરાઈ ગઈ હોય તેમ બોલી. " દેવા, પેલા મકન ને કાનો આવે. ટોપલો ચડાવ સોમવારે તુ ને સોમો આ વખતે ઝાઝરીએ તરાપો લઈ આવજો." એમ કહી માથે ટોપલો ચડાવી, ખભે માછલી મૂકી તે વીજળીની જેમ ત્યાથી ચાલી નીકળી

રૂપાને ભારે મૂંઝવણ થઈ બેમાથી કોને હા પાડવી અને કોને ના પાડવી દરિયામાં તરતા કોઈ મગરના મોમાં પોતાનો પગ સપડાય તોપણ અત્યારે તેને થતી હતી તેવી મૂંઝવણ કે તેવો ગભરાટ તેને ન થાય એમ રૂપાને લાગ્યુ. સોમાને હા પાડે તો દેવાને આઘાત લાગે અને દેવાને હા પાડે તો સોમાને આઘાત લાગે. પણ શા માટે એ બન્ને તેને ગમ્યા ? શા માટે એક ન ગમ્યો ? અને બન્ને ગમ્યા તોપણ ભલે, પણ એક વધારે અને બીજો સહેજ ઓછો એવું કેમ ન થયુ ? જો એવુ હોત તો કેવી નિરાંત થાત ! પણ આનો રસ્તો શો ? સોમવારે એ બન્નેને બોલાવ્યા

તો છે, પણ જવાબ શો આપવો ? આ બધી મૂંઝવણમાં પડવા કરતા બાપાને જ કેમ ન કહેવુ ? બેમાથી જેની સાથે તે વિવાહ કરે તેને પરણવું એટલે બીજાને આઘાત લગાડવાનુ પાપ પોતાને માથે તો ન રહે. પણ તેથી બીજાને લાગેલો આઘાત કઈ ઓછો જ મટે ? અને બન્ને ઉપર તેનુ અપાર હેત હતુ તો પછી તેમને દુખી કેમ કરાય ? એના કરતા તો બેમાથી એકેની સાથે પરણવુ જ નહિ—કોઈની જ સાથે પરણવુ નહિ, તો કેવુ ? પણ બાપા માને કેમ ? તેની આ મૂઝવણમા બાપા જ અચાનક વહારે આવ્યા અને તેણે તેને ઝાંઝરીમા તેની મા ડૂબ્યાનો ઇતિહાસ કહ્યો એ પ્રસગ રૂપાને ઠીક ફાવી ગયો તેણે લગ્ન નથી જ કરવા એવો નિશ્ચય કરી લીધો, અને આજે સોમવાર હોવાથી દેવો અને સોમો જરૂર આવશે તેની તેને ખાતરી હતી તેથી રાહ જોતી તે ઝાઝરી તરફ મીટ માડી બેઠી હતી

*

રૂપાને ટોપલો ચડાવી દેવો સોમાને મળવા ગયો. સોમો ક્યારનો તેની જ રાહ જોઈ રહ્યો હતો રૂપા સાથે બનેલી સવારની ઘટના તે દેવાને કહેવા તલસી રહ્યો હતો દેવાને જોતાં જ તેણે એ વાતની શરૂઆત કરી દીધી દેવાનુ મુખ સહેજ પડ્યુ, પણ જ્યારે દેવાએ પોતાની સાથે બનેલી ઘટનાની વાત કરી ત્યારે સોમાની પણ એ જ સ્થિતિ થઈ બન્ને મિત્રોને અત્યાર સુધી કોઈ દિવસ એકબીજા માટે ઇર્ષ્યા થઈ ન હતી. કદાચ કોઈ સરસ વસ્તુ એકની પાસે આવે તો બન્ને વહેચી લેતા અથવા સહિયારી વાપરતા. પણ આ તો બન્ને એક જ છોકરીને ચહાતા હતા એનુ શું થાય ? દેવાએ કહ્યુ

“ સોમા, તે પહેલેથી કેમ ન કહ્યુ ? જો હુ જાણતો હોત કે તુ એને ચાહે છે તો મારા મનને પહેલેથી જ વારત ”

"પણ તેં કેમ ન કહ્યું? હું પછી તેનો વિચાર પણ નહિ કરત," સોમાએ જવાબ આપ્યો.

"આપણે બન્નેએ જ ભૂલ કરી. બીજી કોઈ વાત નહિ અને એ જ આપણે એકબીજાથી છુપાવી એટલુ પાપ તો ખરું જ ને?"

"પણ હવે એનો ઉપાય શો?" સોમાને મૂંઝવણ થતી હતી.

"ઉપાય નસીબ પણ સોમા, જો તે મને પરણે તો તારે ખોટું નહિ લગાડવું, અને તને પરણે તો મારે ખોટું નહિ લગાડવું. આપણે બન્ને ભાઈના ભાઈ જ રહેવા જોઈએ."

"જરૂર. એમા કઈ ફેર પડે જ નહિ. અને જો ભાઈભાઈ વચ્ચે તે ભેદ પડાવવા મથે તો મારું ચાલે તો હું તો તેને પણ કહી દઉ કે રસ્તે પડ. પણ દેવા, એટલું તો ખરું કે દુનિયામાં રૂપાં તો એક જ જો તારા નસીબમા તે હોય તો હું નારાજ નહિ થાઉં, પણ પછી બીજા કોઈને તો નહિ જ પરણું. પણ એક કોલ તારે મને આપવો પડશે."

"શો?"

"રૂપાંનું પહેલું બાળક મને આપવું," સોમાએ કહ્યું.

"કબૂલ અને જો તને પરણે તો તારે પણ રૂપાંનુ પહેલુ બાળક મને આપવાનુ"

"એમ કેમ?"

"કારણ કે મે તારા જેવો જ વિચાર કરેલો છે. તેમાં તુ ને રૂપાં બન્ને હશો. મારી પાસેથી આજે રૂપાં ભલે તને લઈ જાય, પણ તમને બન્નેને સાથે લઈને તે આવવાનું છે. તે મારું થાય એટલે બસ નિરાંત."

"મનોમન કેવા સાક્ષી છે!" જાણે માથા ઉપરથી કોઈ ભાર ઊતર્યો હોય તેમ સહેજ છૂટકારાનો દમ ખેંચતાં સોમો બોલ્યો. "મને જે વિચાર આવે તે જ તને; અને તને જે વિચાર તે જ મને. એટલે પછી આપણે ચાહીએ પણ એક જ સ્ત્રીને એમાં નવાઈ શી?"

આમ બન્ને મિત્રોનાં હૃદય સહેજ હળવાં પડ્યાં બન્નેએ નસીબ ઉપર અને રૂપા ઉપર પોતાની શ્રદ્ધા રાખી પોતાનાં મનને નિશ્ચિંત કરવા પ્રયત્ન કર્યો રૂપાએ સોમવારે મળવાનુ વચન આપેલું હતુ તે મુજબ આજે બન્ને જણા દરિયા તરફ આવી રહ્યા હતા. રસ્તામાં સોમાને શંકા થઈ. તેણે પૂછ્યું:

" દેવા, આપણે વચન તો આપ્યા, પણ રૂપાને તો પૂછ્યું જ નથી. માન કે રૂપા તને પરણે અને તેના પહેલા બાળકને આપવાની ના પાડે તો ?"

" એવું તે કંઈ બને ? અને જો ના પાડે તો . . " દેવાએ એ વાક્ય અધૂરું જ રાખ્યું અને સુધારી લેતા કહ્યુઃ "પણ એવી ભાંજગડમાં પડવુ જ શા માટે ? તેને જ પૂછીશું. તે શું કહે પછી વિચાર"

રૂપાં ઝાંઝરીનો જાણે સંદેશ સાંભળી રહી હોય, જાણે જુગ-જુગના સખ્યની તેને તે વાત કરી રહી હોય તેમ દેવો અને સોમો આવ્યા ત્યારે ઝાંઝરી પ્રતિ મીટ માંડી બેઠી હતી. દેવાએ કહ્યું:

"રૂપા, તું તો હજી અહીં જ બેઠી છે. તે તો ઝાંઝરીએ બોલાવ્યા હતા ને ?"

" હા, પણ થયુ કે લાવ અહીં જ રાહ જોતી બેસુ." પ્રભાતના ખીલતા સૂર્યના બિમ્બ સમુદ્રના લહેરાતાં પાણીમા પ્રતિબિમ્બિત થઈ રૂપાના ભરેલા મુખ ઉપર તેજસ્વિતાની છાંટ ફેલાવી તેને વધુ આકર્ષક બનાવતા હતા. સોમો અને દેવો બન્ને મુગ્ધ બની તે નિરખી રહ્યા. સોમાએ વાત ઉપાડી

" રૂપાં, આજ તો તારે નક્કી કહેવું જ પડશે જો અમે બન્ને સગા ભાઈ જેવા છીએ. હુ ગાંડો કે મેં પહેલાથી દેવાને વાત ન કરી. દેવો પણ એવો જ ગાંડો. પણ હવે તેનુ શું થાય ? પણ

અમે ઠરાવ્યુ છે કે દુનિયામા રૂપા એક છે એટલે રૂપાનો વર પણ એક જ હોય એથી અમારામાંથી જે રૂપાનો વર થાય તેની બીજાએ અદેખાઈ નહિ કરવી અને રૂપાંએ પોતાનુ પહેલું બાળક તેને આપવુ"

રૂપા આ સાભળી જ રહી ઘડીક ઉપર પોતે કરેલો સંકલ્પ જાણે સરી જતો ન હોય એમ તેને લાગ્યુ. પોતે ન પરણવાનો વિચાર શા માટે કરેલો? કારણ કે બેમાથી એકને દુભવવા તે રાજી ન હતી પણ બન્નેને ના પાડે તો તેથી બન્નેને દુઃખ થવાનું. અને જ્યારે સોમાએ બાળકની વાત કરી ત્યારે પોતાના અંતરમાં ગલગલિયાં થતા હોય એમ તેને લાગ્યું. તરગો તરફ જોતા જાણે અસંખ્ય બાળકો પોતાના નાનકડા હાથ લંબાવી દોડતાં પોતા તરફ ધસી રહ્યા હોય એમ તેને થવા માડ્યું. સંકલ્પ કરતી વખતે આ વિચાર તો તેને આવ્યો જ ન હતો એ સંકલ્પ તેનામા રહેલ પત્નીત્વે કર્યો હતો; પણ તેનામા રહેલું માતૃત્વ હવે જાગી ઊઠ્યું તેને કેમ મનાવી શકાય? ઘડીભર બાળકના મૃદુ સુખદ સ્પર્શની પણ તેને અનુભૂતિ થતી હોય એમ તેને લાગ્યુ, પણ રૂપાં કોને હા પાડે અને કોને ના? એવામા એકાએક તેના મનમાં એક વિચાર સ્ફૂર્યો. બન્ને પોતાને સરખા વહાલા હતા. એકની તે પત્ની થાય તો બીજાની બહેન બની તેને તે સુખી નહિ કરી શકે? અને તેમણે જ ઠરાવ્યું હતુ કે બન્નેએ ભાઈની જેમ જ રહેવું! વળી પહેલું બાળક બીજાને આપવું 'તેમણે શરત કરી, તો હુ કેમ શરત ન કરું?' એમ તેના મનમા વિચાર સ્ફૂર્યો. તેણે કહ્યું

"મારી પણ એક શરત છે. હું પરણુ તમારા બેમાંથી ગમે તે એકને, પણ આપણે ત્રણે રહીએ સાથે એક મારો વર, બીજો મારો ભાઈ, પહેલું બાળક ભાઈનુ છે કબૂલ?"

બન્નેનાં મુખ ઉલ્લાસમાં આવ્યા "કબૂલ, કબૂલ." એમ બન્ને સાથે બોલી ઊઠ્યા.

ભાગ્યદેવી કોના ઉપર પોતાનું સ્મિત વરસાવે છે તેની બન્ને મિત્રો ઉત્કંઠાપૂર્વક રાહ જોવા લાગ્યા રૂપાં પાછી મૂંઝવણમાં પડી. બન્ને મિત્રોનાં ઉરનો ભાર તો હળવો થયો, પણ રૂપાંની મૂંઝવણ ઓછી થઈ ન હતી. કોને પસંદ કરવો? પોતાની મૂંઝવણ ઉકેલવા તે દૂર દૂર સમુદ્ર તરફ દૃષ્ટિ ફેંકતી વિચારમા ડૂબી ગઈ. એવામાં ઝાંઝરીનો ખ્યાલ આવતાં એક વિચાર તેના મનમાં ચમક્યો. તે બોલી:

"તમે બન્ને મને સરખા વહાલા છો એટલે હું કંઈ નક્કી ન કરું. ઝાંઝરી જે કહે તે મને કબૂલ; અને ઝાંઝરી કહે તે મારી માએ કહ્યા બરોબર છે. તમારા બેમાથી તરવામાં ઝાંઝરીએ જે પહેલો પહોંચે તે મારો વર, બીજો મારો ભાઈ"

બન્ને મિત્રોનાં મુખ આનંદથી ખીલી ઊઠ્યા બન્નેએ શરત મંજૂર રાખી. તરત જ કપડાં ઉતારી બન્ને સમુદ્રમા પડ્યા ઘડીકમાં તો ઊછળતાં મોજાંઓ ઉપર તેમનાં હૃદય હિચકા ખાવા મંડ્યાં. રૂપાં તેમને જોઈ રહી. કેવી ત્વરિત ગતિથી બન્ને તરતા હતા! દૂર કોઈ શિકારને જોતા જાણે કોઈ વનરાજ ફાળ ભરતો હોય, જાણે કોઈ ધનુષ્યમાથી છૂટેલું તીર પોતાના ગૌરવની ઝાંખી કરાવતુ ચાલી જતું હોય તેમ બન્ને મિત્રો ઝાંઝરી પ્રતિ મીટ માંડી વામ ભરી રહ્યા હતા ઘડીમાં દેખો ઊછળતા મોજાં ઉપર ઝૂલતો માલમ પડે તો ઘડીકમાં સોમો. બેમાથી કોણ પહેલું પહોંચશે? રૂપાની છાતી ધડકવા માંડી પ્રાપ્તિના આનંદ કરતાં ગુમાવવાની તેને વધુ ચિંતા થઈ. આજે એકને તે મેળવે છે તો બીજાને તે ગુમાવે છે એમ તેને થયું. પણ પાછો તેના મનમાં વિચાર આવ્યો: 'શું સ્ત્રી પત્ની બનીને જ પોતાનો બધો પ્રેમ દર્શાવી શકે? બહેનનો પ્રેમ કંઈ

ઓછો છે ? મને જો ભાઈ હોત તો તેને કેવા લાડ લડાવત ! તે થાકીને આવે તો કેવી તેને માથા ઉપર હાથ ફેરવતીફેરવતી ઉંઘાડી દેત ! હાશ ! આજ કેવી નિરાંત થઈ ! બન્નેને આજ મારા કરીશ.' ગમે તેમ કરી પોતાના મનનું તેને સમાધાન કરવું હતું સોમો અને દેવો દૂર વિસ્તરતા સમુદ્રપટ ઉપર માત્ર બે બિંદુ જેવા દેખાવા માંડ્યા. હવે તો તે બિંદુઓ પણ દેખાય ન દેખાય એવા બની ગયા. બેમાંથી ઝાંઝરીએ કોણ પહેલું પહોચશે તે કહેવું મુશ્કેલ હતું બન્ને અત્યત કુશળતાપૂર્વક અને ત્વરાથી તરતા હતા. દેવાએ સોમા તરફ જોઈ કહ્યું:

"આજે ઝાઝરી ગાંડી થઈ લાગે છે. આટલે લાંબે સુધી તેનો ઓથાર તો કોઈ દિવસ જોયો ન હતો."

"એ તો એમ જ લાગે," સોમો બોલ્યો. "આટલા દિવસ સુધી કોઈ દી રૂપા થોડી જ આપણને જોતી બેઠી હતી ?"

"એ તો ખરું, પણ ભમરી આજે આમ ખેંચે છે કેમ ?"

"જો તુ આમ વાતે ચડશે તો પાછળ રહી જશે. દેવા, ભર તો વામ, જો પેલી ઝાઝરી દેખાય." એક મોજાં ઉપર ચડતાં દૂર આગળી ચીંધી સોમો બોલ્યો. તેણે જોરથી વામ ભરવા માંડી દેવાને આજનો પ્રવાહ બરોબર ન લાગ્યો. તેણે જોયુ કે ઝાંઝરી હેઠળના ખડકોથી થતી ચાદરનો ઓથાર તેમને હફાવી રહ્યો હતો. એટલે ગાડા બનીને તર્યે જવામા જોખમ રહેલું હતુ ઝાઝરીએ પહોચ્યા પછી પાછુ કિનારે જવાનુ તો ઊભું જ હતું દેવો આમ વિચારે ચઢ્યા એટલામા સોમો ફસેક વામ તેનાથી છેટો પડી ગયો. દેવાએ તેને પકડી પાડવા સપાટાભેર વામ ભરવા માંડી સોમો જોરથી આગળ ધપ્યે જ જતો હતો દેવો તેને પકડે ન પકડે તેટલામા તો તે ઝાઝરીના પ્રચડ વમળમા

ગરક થઈ ગયો. અતિ ઉત્સાહમાં સોમાએ અવળી દિશામાં વામ ભરી અને ઘુઘવાટ કરતી ઝાંઝરીએ એક વખત તેને નીચે દબાવી ધક્કો મારી પાછો ઉપર ઠેલ્યો. દેવો ગભરાઈ ગયો. રૂપા તેણે ગુમાવી પણ તેના સોમાને ઝાંઝરી લઈ લેવા મથતી હતી તે કેમ બને ? તેણે બૂમ પાડીઃ

"સોમા, રૂપાં તારી. તું મોઢું આમ ફેરવ, નહિ તો ઝાંઝરી તને ગળી જશે."

પણ જવાબ આપવા જેટલા સોમામાં હોસકોંસ ક્યાં રહ્યા હતા ? તે તો ઝાંઝરીના વમળમા ઘૂમરી ખાઈ રહ્યો હતો. દેવો ત્વરાથી સોમા પાસે પહોંચ્યો. સોમો લગભગ ડૂબી રહ્યો હતો. પોતાના ડાબા હાથ ઉપર તેણે તેને ટેકવી લીધો ઝાંઝરીને પોતાનું શરીર સોંપી તેના ઉર ઉપર કૂદડી ફરતા તેણે થાક ઉતારવા માંડ્યો. સોમાની મૂર્છા દૂર થઈ. તે દેવાને બાઝી પડ્યો.

"દેવા, રૂપાં તારી"

"એ તે કઈ બને ? જીવને જોખમે તેં ઝંપલાવ્યુ. તું પહેલો આવ્યો, એટલે શરત પ્રમાણે રૂપાં તો તારી જ."

"ના, પણ તું ન હોત તો તો હું તો ડૂબી જ જાત ને ! એટલે આ તો મારી બીજી જિંદગી હું રાજીખુશીથી રૂપાં તને આપુ છુ."

"ચાલ ચાલ, આમ ગાડા ન કાઢ રૂપાં રાહ જોતી હશે."

એમ કહી દેવાએ ઝાંઝરીમાથી નીકળવા વામ ભરવા માંડ્યા. થોડીવારમાં બન્ને કિનારે આવી પહોંચ્યા. રૂપાંના મુખ ઉપર ઉત્સુકતા ભરી હતી. બન્ને મિત્રો એક બીજાની બાંહે વળગી રૂપાં પાસે આવ્યા.

"કોણ મારો ભાઈ ને કોણ મારો વર ?" રૂપાએ હસતાં હસતા પૂછ્યું.

બન્ને મિત્રો બીજા તરફ આંગળી કરી સાથે બોલી ઊઠયા: “ આ. ”

રૂપાં હસી પડી “ અરે ! વાહ !—” પણ તે આગળ બોલે તે પહેલા દેવો બોલ્યો

“ રૂપા, તારી શરત શી હતી ? જે ઝાઝરીએ પહેલો પહોંચે તેને તું પરણે, ખરું ને ? સોમો પહેલો પહોચ્યો હતો એટલે તે તારો વર. ”

“ નહિ રૂપા, એણે પૂરી વાત નથી કરી હું પહેલો પહોચ્યો ખરો, પણ ડૂબી ગયો; અને દેવાએ મને કાઢયો. એટલે જીત તો દેવાની જ. ”

રૂપાં મૂઝાઇ. જે વસ્તુ પોતે ટાળવા મથતી હતી તે જ પાછી પોતાને માથે આવી. પણ આટલે સુધી આવી હવે કેમ હાર કબૂલ કરાય ? તેણે તરત જ પાસે પડેલું એક ઠીકરું ઉપાડયું અને બોલી· “ બોલો, લીલ કે સૂક ? ”

“ બોલ સોમા, લીલ કે સૂક ? ” દેવાએ પૂછ્યું. “ તારી લીલ તો મારી સૂક. ”

સોમાએ કહ્યુ: “ ભલે મારી લીલ ત્યારે રૂપા, ઉછાળ ઠીંકરી.”

રૂપાંએ ઠીકરી ઊંચે ફેંકી—જાણે પોતાનુ હૃદય કોઈએ ઊંચે ફેંકયુ હોય એમ બન્નેને લાગ્યુ. ત્રણે જણ પડેલી ઠીંકરી તરફ દોડી ગયા. રૂપાં દેવાના ગાલ ઉપર સહેજ ટપલી લગાવતા બોલી ઊઠી.

“ લીલ ! ભાઈલા ! ” કેવો મધુર સ્પર્શ ! કેવા મધુર શબ્દ ! તે હસતાં હસતા આગળ બોલી: “ ભાઈલા, તે મને વર સારો શોધી આપ્યો હો ચાલ આપણે ત્રણે ઝાંઝરીને પગે લાગવા જઈએ—ભાઈ, બહેન ને બનેવી ”

બન્ને મિત્રોના હૃદય ભારે હતાં, પણ રૂપાની સરળતાથી, તેના ઉલ્લાસથી તેમના મુખ ઉપર સહેજ મહેજ પ્રફુલ્લતા દેખાવા માડી સોમાના મનમા વિચાર આવ્યો : " બબ્બે વખત મારું જ નસીબ ખૂલ્યુ એટલે દેવને એ જ ગમે છે એમ જ માનવુ ને ?" અને દેવાના મને પણ એવી જ દલીલ કરી દેવાને બહેન ન હતી રૂપાનો મૃદુલ સ્પર્શ કેવો સુખદ હતો ! શું પત્ની જ લાડ લડાવી શકે ? બહેન તેવા લાડ નહિ લડાવે ?—દેવો પોતાના મનનું સમાધાન કરતો હતો. તરાપામા ત્રણે બેઠા રૂપાંએ દેવાની પાસે બેસતા સોમા તરફ જોઇ કહ્યુ

" અમે ભાઈબહેન ભેગા હઈએ ત્યારે સાથે બેસવાનો તારો હક નહિ " હલેસું તેના તરફ ફેંકતા કહ્યુ " લે હકાર. "

સોમો હસી પડયો. " વાહ ભાઈ, હજી પરણી તો છે નહિ અને આજથી જ રોક લગાવવા મડી. હા, ભાઈ, તારો ભાઈ પહેલો અને પછી હું. "

" વર તો પીટચા મારે પણ ખરા પણ ભાઈ તો ભાઈ જ ! " રૂપાંએ આખ નચાવતા કહ્યુ " જો પેલી ઝાઝરીમા મારી મા દેખાય કેવી તે અમને બન્નેને જોઈ રાજી થાય છે ! "

દેવાનો વિષાદ ઓછો થયો રૂપાનો સુવાળો હાથ તેના હાથમા હતો. તે ઉપર પોતાની આગળીઓ ફેરવતોફેરવતો તે બોલ્યો. " રૂપા, તારું પહેલુ બાળક મારું હો ! "

" અને ભાઈલા, તારા બધા બાળક મારાં, હો. " રૂપા લાડ કરતા બોલી. તેની આખમાથી દેવા માટે અપાર સહાનુભુતિ અને વાત્સલ્ય ઝરી રહ્યા હતા.

" પણ હુ પરણુ તો ને ? બહેન જેવી બહેન તુ મને મળી તેના હેત આગળ બૈરીનું હેત શું ? "

" નહિ ભાઈ, મારે તો ભાભી જોઈએ. તમે બન્ને સફરે

જજો અને અમે બન્ને નણંદભોજાઈ રોજ તમારી રાહ જોતા દરિયાદાદાની આરતી ઉતારશું ”

રૂપાં સાથે દલીલ કરવી એ મુશ્કેલ હતુ એટલે દેવાએ વાત બદલી

“ રૂપા, પણ તુ યે જબરી હો. ઝાઝરીમાં તો મોટાંમોટાં વહાણ પણ તૂટે, ને તે અમને ત્યા જ મોકલ્યા ! ”

અને ત્રણે ઝાઝરી તરફ કુતૂહલ, ઉત્સાહ અને ભયથી જોઈ રહ્યા.

*

રૂપા અને સોમાનુ લગ્ન થયું. દેવાએ તે દિવસે બને તેટલુ હસતુ મોઢુ રાખવા પ્રયત્ન કર્યો. પણ તેના અંતરમા ઊડેઊડે તે ન સમજાવી શકે તેવો વિષાદ હતો. જાણે પોતે કોઈ અમૂલ્ય વસ્તુ ગુમાવી ન હોય એમ તેને લાગ્યુ. તે વિષાદ ઉપર વિજય મેળવવા, સોમાના સુખમા પોતાનુ સુખ જોવા તેણે અનેક પ્રયત્ન કર્યા રાત્રે મોડે સુધી તેને ઊઘ ન આવી. તેને રૂપાંના ને રૂપાના જ વિચાર આવતા મોડી રાતે તે ઊંઘ્યો. તેને એક સ્વપ્ન આવ્યુ. જાણે સોમો અને પોતે તરતા તરતા ઝાઝરી તરફ જઈ રહ્યા હોય એમ તેને લાગ્યુ. ઝાંઝરીમાથી કોઈ મધુર સગીત ઝરી રહ્યુ હતુ આખો સમુદ્ર એ ગાનથી ઊછળતો હતો. આકાશમા સૂરજથી ડરી છુપાઈ ગયેલા તારાઓ પણ જાણે એ સગીત સાભળવા તલસી રહ્યા હોય તેમ તેજની એ જાળની આરપાર ડોકિયાં કરવા મથતા હતા સોમો બોલ્યો

“ દેવા, આવુ તો કદી ન જોયેલુ. એ કોણ ગાતું હશે ? ”

“ મને પણ એ જ વિચારો આવે છે કોણ ગાતું હશે એ ? ”

“ તું ગમે તેમ કહે, પણ મને તો લાગે છે કે ઝાઝરીમાં આજ કોઈ દરિયાપરી આવી આ ગીત ગાઈ રહી છે. કોઈ માનવીનો આવો સૂર નહોય. ”

એવામા ઝાઝરીમાંથી કોઈનો મીઠો ટહુકો રણુકયોઃ

"દેવા, આમ તો જો !"

દેવાની આખ ચમકી. મોજાં ઉપર ચડી તેણે ઝાંઝરી તરફ નજર નાખી. તેણે શું જોયુ ? ઝાંઝરીના ઉર ઉપર હિલોળા લેતી રૂપાં ગાન ગાતી, હાથની અંગૂલિઓ વડે ઇસારા કરી તેને બોલાવી રહી હતી. તેનો ભરેલો ચોટલો તેના ખભા ઉપર વિખરાઈ પડયો હતો અને ઘડીકમાં મોજાં સાથે તો ઘડીકમાં તેના ગાલ સાથે રમત કરતો હતો. તેના કાનમા બે નીલમ ઝૂલતાં હોય એવી બે નાનકડી માછલીઓ લટકતી હતી આવી માછલી તો દેવાએ કદી પણ ન જોયેલી. કેટલી બધી નાની અને કેવી રૂપાળી ! રૂપાંના મુખ ઉપર કોઈ અપૂર્વ કાન્તિ ચમકતી હતી. દેવો ગાંડો બની એ અદ્દભુત દશ્ય નિહાળી રહ્યો. ફરીથી ઝાંઝરીમાંથી ટહુકો આવ્યો·

"દેવા, તું મારો જ છે હો."

દેવો ગાંડાની જેમ આગળ ધપ્યો. તે એકદમ રૂપાંની નિકટ આવી પહોંચ્યો. આ તે માનવી કે કોઈ દેવકન્યા ! આવું રૂપ ! આવું તેજ ! અને આટલાં સ્નેહાર્દ્ર નયન ! એવામા દેવાને જાણે કોઈ કિનારે બોલાવી રહ્યુ હોય એવો ભાસ થયો સોમાએ બૂમ પાડી·

"દેવા, હું ડૂબું છુ." દેવો ગભરાયો. તેણે પાછળ જોયુ સોમો તરફડિયાં મારી રહ્યો હતો. તે દોડયો. ફરીથી રૂપાંનો અવાજ આવ્યોઃ

"દેવા, તું મારો જ છે હો તારી હુ અહીં રાહ જોઈશ. વહેલો વહેલો પાછો આવજે."

દેવાથી ઝાંઝરી તરફ જોયા વિના નહિ રહેવાયુ, પણ રૂપાં કયાં ? ઝાઝરી ઘુઘવાટ કરી રહી હતી અને કોઈ એક મોટી માછલી પાણીમાથી ઊંચે ઊડી પાણીમાં પાછી સમાઈ ગઈ. તે વધુ વિચાર કરે તે પહેલા તો—

"કેટલુક ઊંઘવુ છે, ભાઈલા! કેમ બહુ હસતો હતો અને પછી ડૂસકાં ભર્યા?" એમ કહેતી રૂપાં તેને માથે હાથ ફેરવી રહી હતી સોમો તેની બાજુમા બેઠો હતો.

"આમ તું ડૂસકા ભરે તે મને ગમે? જો રાબડી ટાઢી પડી જશે. આજ તો તુ પેલી કહેતો હતો ને તેની દોઢ મણની માછલી મારે માટે તારે લાવવાની છે. મોડું કરે તો પછી ભરતી ઊતરી જશે ચાલ, ઊઠ તો" એમ કહી તેણે વહાલથી દેવાને ઉઠાડ્યો. આખો દિવસ તેને તે સ્વપ્નના ને સ્વપ્નના જ વિચાર આવ્યા દેવા એ સ્વપ્ન કદી પણ ભૂલી શક્યો નહિ

રૂપાને એક છોકરી અવતરી. દેવાના ખોળામા તેણે તેને મૂકી દીધી. "ભાઈલા, નામ પાડ એ તારી"

દેવાએ નામ પાડ્યુ મીઠી મીઠી વરસ દહાડાની થઈ એટલામાં તો દેવા સાથે એવી હળી ગઈ કે રૂપા પાસે પણ તે માંડ જતી જ્યારે ભૂખી થાય ત્યારે જ રૂપાં તેને યાદ આવતી. દેવાના સ્વપ્નામા હવે મીઠી સિવાય બીજું કઈ જ ન હતુ મીઠીના આગમન પછી રૂપાં જરા ડાહ્યી બની પહેલાની જેમ હવે તેનાથી ઝાંઝરી સાથે વારંવાર રમત થઈ શકતી નહિ જો તે કદી બહાર ગઈ હોય અને જરા મોડું થાય તો દેવાનો કપડો ઊભેલો જ છે એમ તેની ખાતરી હતી. પણ રૂપાનો પ્રાણ કેટલીક વખત અશાન્ત બની જતો જાણે ઊંચો હાથ કરી ઝાંઝરી પોતાને બોલાવી રહી હોય અને પોતાની પ્રિય ઝાંઝરીને ભૂલી જાણે પોતે કોઈ મોટો અપરાધ કરી રહી હોય એમ તેને લાગતુ એક દિવસ પૂનમની ચાંદની ખીલી હતી પોતાની ઝૂપડીમાથી દૂર સાગર પર લહેરાતી ચાંદનીનો રૂપેરી પટ તેણે જોયો. તે જોતાં રૂપાની આંખ ચમકી. આવી ચાંદનીમા પોતે ઝૂપડીમાં બેસી રહી હતી તે વિચાર આવતાં તેને શરમ આવી જાણે કોઈ ઘોગેલું અંબર પાથર્યું હોય તેમ શરદનુ

નિર્મળ આકાશ, તેમાં હસની જેમ તરતો પૂનમનો ચંદ્ર અને રૂપેરી અમ્બરવાળો નીલઘેરો સમુદ્ર છોડી ઝૂપડીમા બેસે તે રૂપાં શાની ? રૂપાંએ સોમાની થાળીમા રોટલો નાખતા કહ્યું

"સોમા, ઝાઝરી બોલાવે."

"આજ નહિ રૂપા, થાક તો એવો લાગ્યો છે! તું કે' તો સવારે વહેલાં ઊઠી જઈશું."

"જા, તું તો એવો જ રહ્યો. મહેરામણ કેવો નાચે છે!"

"સોમો સાગર તરફ જોઈ રહ્યો. સાચે જ આવી રૂપાળી રાતે તો સાગરના ઉર ઉપર હેરિયાં જ ખાવાં જોઈએ તેને લાગ્યુ કે રૂપા તેને અરસિક લેખશે. એટલામા દેવો આવ્યો. તેણે જાળ ઝૂપડીના એક ખૂણામા નાખી ઘોડિયા તરફ નજર નાખી. મીઠી શાન્ત નિદ્રામા હતી. એક મા જેમ નીચે નમી પોતાના બાળકને વાત્સલ્યભર્યાં નયને નિહાળી રહે તેમ તેણે ઘોડિયા ઉપર ઝૂકી તેને નિહાળી. રૂપા બોલી: "ભા, કેમ આજ આટલો મોડો?"

"મીઠીને માટે છીપલાં ભેગા કરતો હતો"

"તું તો એવો જ ગાડો રહેવાનો કયારનો રોટલો ટાઢો પડી જાય છે તેનું તો તને ભાન જ નહિ."

તેણે બન્નેને જમાડયા રૂપાએ દેવાને કહ્યું "ચાલ, ઝાઝરીએ જઈએ"

દેવાએ ડોકું ધુણાવ્યુ "મારે મીઠી માટે છીપલીનો હાર કરવો છે."

"ગાંડો ન થા દેવા તુ તો તદ્દન બૈરા જેવો જ થઈ ગયો" રૂપાને થયુ કે દેવાને ચિડવવાથી તે તૈયાર થશે.

"તુ તારે ગમે તે કહે હું નહિ આવુ. અને આવી રાતે દરિયામા વરવહુ એકલા રૂડા, ચાલ હું તમને વળાવવા આવું. પણ મોડુ નહિ કરતા મીઠી જાગે તે પહેલાં આવી રહેજો"

રૂપાંએ ઘણી મહેનત કરી પણ દેવો એકનો બે ન થયો.

સોમાએ અને રૂપાંએ તરાપો હંકાર્યો. દેવો અમીભર્યા નયને એ તરુણ ઉમળકાભર્યાં દંપતીને જોઈ રહ્યો. જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી એ રૂપેરી પટા ઉપર સરતા તરાપાને તેણે જોયા કર્યો. એકાએક તેના અંતરમા જાણે કોઈ બોલી ઊઠ્યું:

"દેવા, ખોટું થયું તું કેમ સાથે ન ગયો ?"

મીઠી દોઢ વર્ષની થઈ હતી તે તેને યાદ આવ્યું દેવાએ તરત જ બીજો તરાપો હંકાર્યો. સપાટાભેર તેણે તેને ઝાંઝરી તરફ વાળ્યો. પણ આ શું ? તેનું હૃદય ધ્રૂજી ઊઠ્યું. તેની આંખે અંધારાં આવ્યાં. સોમો ક્યા ? રૂપાં ક્યાં ? તરાપો ઊંધો વળેલો હતો અને મોજાં ઉપર આમતેમ અથડાતો હતો. તેણે બૂમ પાડી: "સોમા ! રૂપાં !" જાણે ઝાંઝરી અટ્ટહાસ્ય કરી જવાબમાં કહી રહી હોય: "સોમા ! રૂપાં !" એવો તેને ભાસ થયો. દેવો અકળાયો. તેણે આખી ઝાંઝરી ખૂંદી. જીવને જોખમે તેણે ઝાંઝરીની એકેએક ચાદર તપાસી. પણ તેનો સોમો અને તેની રૂપાં ક્યા ? દેવાને જીવન અકારું લાગ્યું. તેણે પણ ઝાંઝરીમાં પડતું મૂકવાનો વિચાર કર્યો, પણ મીઠી તેને યાદ આવી. તે કદાચ ઊઠી હશે ઝૂંપડીમાં ભૂખે એકલી રડતી હશે. તેના હૃદયમાંથી નિરાશાની—અસહાયતાની એક આહ નીકળી ગઈ. તેણે તરાપો કિનારા તરફ વાળ્યો

શાન્ત નીરવ ઝૂંપડીમાં મીઠી તેની ઝોળીમાં શાન્તિથી ઊંઘી રહી હતી નિશ્વાસભર્યા ઉરે દેવો તેને જોઈ રહ્યો. વેદનાથી ભરેલી પોતાની દૃષ્ટિ એકવાર દૂર તેણે ઝાંઝરી તરફ ફેંકી અને પછી તરત જ મીઠીને ઝોળી સમેત પોતાની છાતી સરસી દાબી તેના નાજુક ગાલ ઉપર તેણે એક ગાઢ ચુંબન કર્યું. બહાર ભગ્ન હૃદયના વિખરાયેલા તારની જેમ ચંદની વેરાયેલી પડી હતી, ને દૂર ઝાંઝરી તેનું અગમ્ય એવું ઘેરું ગાન ગાઈ રહી હતી.

*

**સબજેલને** દરવાજે પોલીસવાન આવી ઊભું રહ્યું. મારી આજુબાજુ બેઠેલા બે પોલીસો પહેલા ઊતર્યા. મારી સાથેના અમલદારે હસીને કહ્યું: " મિ. મહેતા, તમારુ મદિર આવી પહોચ્યુ " જવાબમા મે સ્મિત કર્યું એ 'મંદિર' શબ્દ પાછળ કઈ કટાક્ષ છે કે કેમ તેનો હું વિચાર કરતો હતો એટલામાં તો તે કુશળ પોલીસ ઑફિસર તરત મારા મનના વિચાર કળી ગયો, તેથી તેણે તરત જ ઉમેર્યું:

" તમને એમ લાગ્યુ, મિ મહેતા, કે હું તમારી મશ્કરી કરુ છુ ? જો એમ હોય તો ખરેખર મને ઘણું દુખ થશે. આ તો તમે જેલને મહેલનુ નામ આપ્યુ છે, અને મને એ ગમ્યુ છે, એટલે મેં કહ્યુ "

પણ તેમને લાંબો ખુલાસો કરતા અટકાવી મેં હસીને કહ્યું: " ના, ના, મને જરાય ખોટું નથી લાગ્યુ હું તો માત્ર એટલું જ ઇચ્છુ છુ કે તમને પણ એક દિવસ એ સાચેસાચ મદિર જેવુ લાગે."

પણ અમારો આ વાર્તાલાપ એટલેથી જ અટક્યો. સબજેલનો દરવાજો ઊઘડ્યો, અને પેલા પોલીસ અધિકારીના હાથમાથી હું હવે જેલરને હવાલે થયો.

જેલપ્રવેશનો મારો પ્રાથમિક વિધિ ચાલતો હતો એટલામાં નરીમાન આવ્યા તેમણે મને હલમલાવ્યો, જોરથી હસ્તધૂનન કર્યું અને બોલ્યા

"કંઈ તકલીફ તો નથી પડીને, મુકુન્દભાઈ?"

"તમારી વ્યવસ્થામા કંઈ મણા હોય?" મે હસતાહસતા જવાબ આપ્યો.

નરીમાન જોડે અમારે એક પ્રકારનો કૌટુમ્બિક સંબધ હતો એમ કહુ તો ચાલે અમે બન્ને ભિન્ન—બલકે વિરોધી ક્ષેત્રમા હતા એમ છતા અમારી વચ્ચે એક પ્રકારની મીઠી મૈત્રી હતી. નરીમાન પોલીસના ડૅપ્યુટી સુપરિન્ટેન્ડટની પદવી પર હતા અમે બન્ને સાથે ભણતા હતા ત્યારથી અમારો સંબધ અત્યાર સુધી અખડ રહ્યો હતો. નિશાળમા રમતગમતોમા તેમનો નબર ઘણો ઊંચો હતો તેમને વાચવાનો પણ ઠીક શોખ હતો, પણ મોટે ભાગે ડિટેક્ટિવ વાર્તાઓના થોથા જ તે ઉથલાવતા તેમા તેમને પારવિનાનો રસ પડતો અને વારંવાર કહેતા કે "ડિટેક્ટિવનો ધંધો સૌથી સારો ' નાનપણથી સેવેલા સ્વપ્નાં આજે તે સિદ્ધ કરી રહ્યા હતા. 'ક્રિમિનોલોજી' તેમનો માનીતો વિષય. પોતાના એ વિષયમા પ્રગતિ કરવાની તક મળે તેથી તેમણે સરકારી નોકરી સ્વીકારી હતી કેટલીક વખત અમે ચર્ચામાં ઊતરી પડતા ત્યારે તે કહેતા.

"તમારું પોલિટિક્સ તો આજે છે અને કાલે નથી, પણ ગુના કરવાની વૃત્તિ તો માણસજાતમા અનાદિ અને અનન્ત છે. તેમાથી માણસજાતને જેટલી ઉગારાય તેટલી ઉગારવી એ મતનો હું છુ અને તેને મે મારું જીવનકાર્ય બનાવ્યું છે આજે આ સરકાર મને મારા કાર્ય માટે અનુકૂળતા કરી આપે છે એટલે હું તેની પડખે ઊભો છું. એમા મને નથી લાગતુ કે મારી જાતને છેતરવા જેવુ કે કોઈ પણ રીતે શરમાવા જેવું કાર્ય મેં કર્યું હોય"

આ દલીલ કેવળ વાગ્વિનોદ અર્થે ન હતી એમ હુ સહેજે જોઈ શકતો, અને જે વસ્તુ અંતરમાથી ઊઠતી હોય તેને તર્કોની પરંપરાથી ચૂથી નાખવી તેને હું પાપ લેખતો હોવાથી તેમણે માની લીધેલા સ્વર્ગને તોડવા મેં કદી પણ પ્રયત્ન કર્યા ન હતા પણ હું હસીને તેમને પૂછતોઃ

"કહો ત્યારે તમારા ક્રિમિનોલૉજીના શાસ્ત્ર પ્રમાણે મને તમે કયા મૂકશો ? વ્યવસ્થિત સરકારનો હરકોઈ કાયદો—પછી તે સારો યા નરસો—તોડવો એ 'ક્રાઈમ' (ગુનો) થયો તો તમારી લૅબોરેટરી(પ્રયોગશાળા)મા મારુ સ્થાન ક્યુ ?"

એટલે તરત જ તે હસતા અને કહેતા "તમે તો ઍબ્નૉર્મલ ટાઈપ (અસાધારણ પ્રકાર)ના ગુનેગાર છો. મારુ શાસ્ત્ર તમારા પૂરતુ તો અપૂર્ણ જ"

આમ અમે બન્ને એકબીજાને સારી રીતે સમજતા હતા અને તેથી અમારો સંબધ અત્યારસુધી સરસ રહ્યો હતો. તેમા રજની તો નરીમાન સાથેના સંબધમાં મારાથી પણ એક ડગલું આગળ ગઈ હતી નરીમાનની પત્ની પેરીન તેની ખાસ બહેનપણી વળી રજની દરેક બાબતમા રસ લે; એટલે એક બાજુથી નરીમાન જોડેનો મારો સંબધ અને પેરીન જોડેનો તેનો સંબધ એ બેવડા સબધનો લાભ લઈ નરીમાનની પ્રવૃત્તિઓમાં પણ તે ઊંડો રસ લેતી. આવા નાજુક સબંધમા મારી ગિરફ્તારીની ઘટના નરીમાનને સાલે એમા કઈ આશ્ચર્ય ? હુ ન જાણુ તેમ અત્યાર સુધી તેમણે મારી ગિરફ્તારી અનેક યુક્તિપ્રયુક્તિથી ઠેલી હતી મને એ સબધી સહેજ વહેમ પણ ગયેલો, પણ પ્રમાણ વિના મારાથી તેમને કેમ કઈ કહી શકાય ? પણ અંતે તેમના ઉપરીનો હુકમ આવ્યો અને મારી ગિરફ્તારી તેમને કરવી પડી તે પહેલાં તેમણે રજનીને એ વાત કરેલી. રજની તો એ સાભળતા હર્ષથી ખીલી

ઊઠી હતી, પણ નરીમાનનુ મુખ પડેલું હતું. એટલે રજનીએ "તમે છો એટલે પેલા તમારા પીટચા સિપાઈઓ તો સખના રહેશે ને ?" એમ વિનોદ કરી તેને હસાવવા પ્રયત્ન કર્યો હતો. અત્યારે નરીમાન મારી સગવડઅગવડ તપાસવા અને સાથે રજની સબધી મારે કઈ ચિંતા ન કરવી એમ કહેવા આવ્યા હતા.

પાએક કલાક વાત કરી મને કોઈ પણ જાતની અગવડ ન પડે તેનું ધ્યાન રાખવા જેલરને કહી નરીમાન ગયા.

ઘણા દિવસનો થાક ઉતારવાની આજે તક મળી છે એમ રાજી થતોથતો હું જેલની મારે માટે નક્કી કરેલી કોટડીમા દાખલ થયો; પણ ધરપકડની ધમાલ, આજુબાજુનો ઉત્સાહ અને તેનાથી જુદી જ જાતનુ જેલનુ ગુંગળાવી નાખનારુ વાતાવરણ, એ બધાની મારા મન ઉપર ઊંડી અસર થયે જતી હતી અને તે તરગે ચડચે જતુ હતું ઘડીકમા મને રજનીના વિચાર આવે, તો ઘડીકમાં અધૂરા રહેલા કામના, તો ઘડીકમાં જેલપ્રવેશના પ્રથમ અનુભવે મનમા ઊઠેલી એક પ્રકારની ઘૃણાના—આત્માશૂન્ય એ તત્રની નિષ્ઠુરતા પ્રત્યે ઘૃણાના વિચારો આવે. અનેક જાતની લાગણીઓની ભરતી એક પછી એક માનમસરના તટ પર અથડાતી હતી. આથી ઊંઘ આવે એવો સભવ જ મને નહિ લાગ્યો તેમાં રાત્રિની નીરવતાને અને જેલની કઠોર દિવાલને ભેદી જાણે અનેક પરીઓ વાતાવરણમા તરી રહી હોય એવા દૂરદૂરથી કોઈ પસાર થતાં સરઘસના ગાનના ભણકારા મારા કાન ઉપર અથડાઈ મને વધુ અશાન્ત બનાવવા મડ્યા. અસ્પષ્ટ ગાન વધુ સ્પષ્ટ થવા માંડ્યું પછી તો ગાનારનો અવાજ પણ ઓળખાવા માડ્યો નલિની 'ગાધી તુ આજ હિદકી એક શાન બન ગયા' ગવડાવતી હતી. કેટલુ મધુર, કેટલુ ભવ્ય સગીત ! અને તેમા પણ નલિનીનો અવાજ ! જેને અંગ્રેજીમા 'કૉન્ટ્રેલ્ટો' કહે છે તે નલિનીને સહજ છે, એવું

મારા એક સંગીતપ્રિય મિત્રે એકવાર કહેલું અને વધુમાં ઉમેરેલું કે તે જો યુરોપમાં જન્મી હોત તો તેના કંઠ પાછળ આખું યુરોપ ગાંડુ થાત અને સાચે જ નલિનીનો અવાજ જેટલો મધુર તેટલો જ ભવ્ય હતો લાખ માણસ સાથે ગાતા હોય તેમાં પણ તે લાખ કંઠના અવાજ ઉપર સ્વામિત્વ મેળવતો તે વાતાવરણમાં તરે અને જાણે અમૃતની કોઈ પ્રચંડ હેલી વરસી રહી હોય એવો બધાને અનુભવ થાય હું વિચારતરંગે ચડ્યો ગાંધીજીએ કેવું અદ્‌ભુત યુગપરિવર્તન કર્યું! ઘરના શણગારરૂપ ગણાતી હિંદી મહિલાઓ રાષ્ટ્રધ્વજ હાથમાં લઈ પુરુષોની પડખે જ માત્ર નહિ, પુરુષોની મોખરે થાય, તેમને પ્રેરણા આપે, તેમનામાં ભાવનાનો સંચાર કરે અને તેમને બલિદાનની પરિસીમા સુધી લઈ જાય એ શું ભવિષ્યમાં ઇતિહાસનું એક મહદાશ્ચર્ય નહિ લેખાય? નલિનીનો અવાજ આવ્યો:

"જીસકો લગી હવા તેરી ઇન્સાન બન ગયા."

સાચે જ દાયકા પહેલાં હિંદમાં ઇન્સાન શોધવા ધોળે દિવસે દીવો લઈ નીકળવું પડે એવી સ્થિતિ હતી. સદીઓથી હિંદની ઇન્સાનિયત પરવારી હતી; પણ એની હવા લાગી અને બધા ઇન્સાન બન્યા. હું મનમાં ગણગણવા લાગ્યો

"ગાંધી તુ આજ હિંદકી એક શાન બન ગયા"

સરઘસ થોડી વારમાં પસાર થઈ ગયું વાતાવરણમાં અપાર શાન્તિ પથરાઈ અનેક રાતોની ઊંઘ ચડી ચૂકી હતી. છેલ્લાં ત્રણ અઠવાડિયાં થયાં રાત્રે અઢીત્રણ પહેલાં ભાગ્યે જ કોઈ દિવસ પથારીને પીઠ અડી હોય એટલે આજે મેં સારી રીતે ઊંઘવાનું નક્કી કર્યું હતું. પણ મારી એ અભિલાષાની આડે અનેક વિઘ્નો ઊભાં હતાં તેનો તો મને ખ્યાલ જ રહ્યો ન હતો મારું મગજ તરંગે ચડ્યું

હતુ વિચારો કેમે કરીને અટકતા ન હતા તેના પ્રચડ આવેગથી મગજ તપી ઊઠ્યું મે પ્રયત્નપૂર્વક બધા વિચારોને હાકી કાઢવા મહેનત કરી સળિયામાથી ચદ્રની રૂપાળી ધવલ ચાદની મારા મુખ ઉપર આવવા માડી લોકો કહે છે કે ચદ્ર મનને તરંગે ચડાવે છે, પણ આજે ચદ્રે મારા તપ્ત મગજને શીતળ કર્યું વ્યોમ-સરમા ચન્દ્રનું એકલ નાવ જાણે સરતુ જતુ હોય, જાણે ચારે બાજુએ સ્વપ્નસુધાની મીઠી છોળ ઊછળી રહી હોય અને એ એકલ નાવમા હુ એકલ પથિક હોઉ એવી સુખદ અનુભૂતિ સહ મારા નેત્રો ધીરે ધીરે બિડાયા ચદાએ તેના સુખદ મૃદુ કરો મારા પોપચા ઉપર, લલાટ ઉપર ફેરવવા ચાલુ રાખ્યા. હુ ઊંઘ્યો કેટલુ ઊંઘ્યો તે ખબર નથી, પણ મારા એ શાન્ત સુખ-સ્વપ્નને જાણે પ્રચડ આઘાતથી કોઈ સહસા કપાવી રહ્યુ હોય, જાણે રાત્રિના નિ સ્તબ્ધ ઉરને કોઈ નિષ્ઠુરતાથી ચીરી રહ્યુ હોય એવા એક અવાજે હુ ઝબકીને પથારીમા બેઠો થઈ ગયો. ચંદા પોતાની મધુર સુધા વરસાવ્યે જ જતી હતી પણ ન વર્ણવી શકાય એવી ભીષણતા મે વાતાવરણમા અનુભવી. સામેની ખોલીમાથી કોઈ બુલદ સ્વરે પોકારી રહ્યુ હતુ:

> " વહા ભી દોઝખ હૈ યાર ! યહા ભી દોઝખ હૈ !
> ઈસ લિયે ગુલોમે સો, ચમનમેં રહે, મઝા ઊડા ! "

કેવી કારમી એ વાણી ! જાણે કોઈ આર્તહૃદયના એ દર્દભર્યા બોલ હોય એમ મને લાગ્યુ પણ હુ આગળ વિચાર કરું તે પહેલા તો ફરીથી એ શબ્દો ગાજ્યા પાસેની બીજી એક ખોલીમાથી અવાજ આવ્યો· " યાર, આજકી રાત અબ બિગડ ગઈ યહ પાગલ અબ નહિ સોને દેગા " એટલે હુ સમજ્યો કે મને જગાડનાર એ ભીષણ અવાજ કોઈ દુર્ભાગી આત્માનો હતો. કોઈ

પાગલને અહી પૂરી રાખ્યો હોવો જોઈએ અને તેનો એ આર્તનાદ ! મને તે અસહ્ય થઈ પડ્યો કેટલીક વસ્તુઓ કેમ અસહ્ય થઈ પડતી હશે તેનો જો આપણી પાસે કોઈ ઉત્તર માગે તો આપણે નથી આપી શકતા. સ્લેટ ઉપર કેટલીક વખત કોઈ ખરાબ પેનથી ધસરકા પાડે ત્યારે હૃદયમા શુ થાય છે ? તે અનુભવી શકાય, શબ્દોદ્વારા નહિ સમજાવાય આજે મને 'દોઝખ' શબ્દે અકળાવી મૂક્યો ફરીથી મારી વિચારપરંપરા શરૂ થઈ ગઈ કેદને હું કદાચ મહેલ કહુ, મદિર કહુ, કારણ કે મે તેનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કર્યો હતો; પણ સામાન્ય ગુનેગારને થાય કે દોઝખ વળી આથી બીજું કેવુક હોતુ હશે, તો કઈ આશ્ચર્ય ખરું ? પણ પેલો પાગલ તો એક ડગલુ આગળ વધેલો હતો તેને તો ત્યા અને અહીં સર્વત્ર દોઝખ જ દેખાતુ હતુ અને સાચે જ નન્દનવન જેવી પ્રભુની આ ધરતી ઉપર માણસે પોતાના ઝેરી શ્વાસોચ્છ્વાસથી સ્થળેસ્થળ દોઝખ નથી સર્જ્યું ? પેલા પાગલની એ ઊંડી ફિલસૂફી પાછળ કેટલી ભયંકર માનસિક વેદના હશે. કેટલા ઊડા નિ શ્વાસો હશે તે કોણ કહી શકે ? મારી ઊંઘ હવે ખરેખર ઊડી ગઈ એ અશરીર-શબ્દો મને વધુ ને વધુ અસ્વસ્થ કરવા મડ્યા એ પાગલને જોવા હું અધીરો થઈ રહ્યો. એને શી વેદના હશે ? શા માટે એ આવો બન્યો હશે ? મારી વિચારપરપરા આગળ ચાલી શુ આ જગતમા એવો એ એક જ હશે ? કદાચ બહુમાત એવાની ન હોય ? પણ માણસનુ વિચારનુ કેન્દ્ર એટલુ પરિમિત છે, તેનુ 'સ્વ'નુ વર્તુળ એટલુ સકુચિત છે કે તે જગતના રાજમાર્ગ ઉપર મોટે ભાગે પોતાની આખ મીચીને જ ચાલ્યો જાય છે; નહિ તો આવા આર્તનાદ ડગલે ને પગલે તેના કાન ઉપર પડ્યા વિના રહે ? મારું મન થાકી ગયુ માણસના સર્વ દુ ખોનુ ઓસડ શાન્ત નિદ્રા છે આજે હુ શારીરિક, માનસિક—બધી રીતે થાકેલો હતો પણ મારી ઊંઘ

ગઈ તે ગઈ જ. ત્રણ, ચાર, પાંચ, છ એમ મેં બધા ટકોરા ગણ્યા. મને થયુ કે હું થોડા જ વખતમાં સહેલાઈથી ફિલસૂફ થઈ શકું— વિચારોની પરંપરા એવી જ એક પછી એક ચાલુ હતી પણ તે બધામાં કેન્દ્રસ્થાને હતો મને જગાડનાર પેલો પાગલ તેને જોવાની આશામા સવારની રાહ જોતો હુ આખ ખુલ્લી રાખી પથારીમાં પડી રહ્યો

કેદમા બધુ વિધિપૂર્વક થાય છે સવારે ઊઠો ને રાત્રે સુઓ ત્યાં સુધીની પ્રત્યેક ક્રિયા પાછળ અમુક વિધિ રહેલો હોય જ. કેદીઓની કોટડીનાં તાળા ખટખટાવવાનો પણ એક વિધિ છે. રાત્રે તેમની 'ગીનતી' કરવાનો પણ એક વિધિ છે. એ બધા વિધિઓનુ તો એક શાસ્ત્ર રચી શકાય; પણ સવારે એક પછી એક બધી કોટડીઓના તાળા ઊઘડતા ગયા અને પાછા પોતાના નકૂચામાં બિડાઈ ગયા અને તે બરોબર બિડાયા છે કે નહિ તેની ખાતરી કરવા પોલીસે ખટખટાવી જોયા, એ મારા પ્રથમ અનુભવે મારા મનમા કેવા વિચારો પ્રેર્યા તે હું ભાગ્યે જ વર્ણવી શકું. મારી કોટડીનો વારો સાથી છેલ્લો હતો એટલે હુ ખોલાતી કોટડીઓ સળિયામાંથી જોઈ રહ્યો એક કોટડીમાથી એક અઢાર-ઓગણીસ વર્ષનો જુવાન નીકળ્યો તેના અંગ ઉપર ફાટચાંતૂટ્યા વસ્ત્ર હતાં તેનો એક હાથ ઠૂંઠો હતો દાતણ ખોળતાં કોટડીમાં તેને જરા મોડું થયું એટલે ખોલવા આવનાર સિપાઈએ બૂમ પાડી· "અબે ઠૂંઠિયા, ક્યોં નીકલતા હૈ ના?" પેલા જુવાનનો મિજાજ ગયો "ઠૂંઠિયા તેરા બાવા સમ્હાલકે બોલ, નહિ તો યહ ચમ્બુ તેરા સરપે પટક દુગા." આ સાભળી હુ સ્તંભી ગયો પેલો પોલીસ પણ ગમ ખાઈ ગયો પછી આવ્યો પેલા પાગલની કોટડીનો વારો તેની મુખાકૃતિ ઉપર અનેક દુઃખોની રેખા મે જોઈ. પણ તેની ચામડી જોતા મને લાગ્યુ કે એક વખત તે

ખૂબ ગૌર અને રૂપાળી હોવી જોઈએ તેની દાઢી અને માથાના વાળ લગભગ તદ્દન સફેદ થઈ ગયા હતા. મેં ધારેલું કે તે તદ્દન પાગલ જેવો હશે, કપડાનું ઠેકાણુ નહિ હોય, પણ તેમ ન હતુ. તેના કપડાં ચીંથરેહાલ હતા છતાં બને ત્યા સુધી તેણે સુઘડ રીતે તે પહેર્યા હતા. તે પાગલ હતો એવુ માત્ર તેની આંખની ચચલતા ઉપરથી અને કેટલીક વખત વિનાકારણ હવાને પકડવા મથતા આગળાં ઉપરથી કહી શકાય ખોલી ઉઘાડતા જ ખોલવા આવનાર પોલીસે તે પાગલને " કયું બે પાગલ, આજ રાત બહુત શૌર મચાયા ? " એમ કહી એક તમાચો ચોડી કાઢ્યો બુઠ્ઠો હસ્યો પેલા શબ્દો ફરીથી વાતાવરણમા ગાજ્યા. " વહાભી દોઝખ હૈ—" મને તે અસહ્ય થઈ પડયુ. મેં બૂમ પાડી. " હવાલદાર, એને મારશો નહિ " પેલા સિપાહીએ મારા તરફ જરા વિચારપૂર્વક જોયુ. અને જાણે મને સમજાવવા મથતો હોય તેમ કહ્યું· " સાહેબ, એ તો એ જ લાગનો છે, નહિ તો તમારા જેવાઓને એ ઘડીભર પણ અહીં જંપવા દે એમ નથી " તેને મારે માટે આવી લાગણી રાખવાનુ શું કારણ હશે તે મને સમજાયુ નહિ; પણ, મેં તેને વિનયપૂર્વક સમજાવ્યુ કે જો મારી હાજરીમા તે કોઈને પણ મારપીટ કરશે તો તે મને પોતાને માર્યા બરાબર છે મારાથી તે જોયુ નહિ જાય. આ સાભળી તે પોલીસ શરમાયો. તેણે જવાબ આપ્યો નહિ પણ તેની આખમા જવાબ ભર્યો જ હતો. એ પછી બીજા કોઈને પણ તેણે ન તો એક અપશબ્દ કહ્યો, કે ન આગળી સરખી અડાડી.

જેલનો પ્રાતર્વિધિ પૂરો થયો. સબજેલમા સામાન્ય રીતે કામ નહિજેવુ હોય અને મોટે ભાગે જેના ઉપર મુકદ્દમા હજી પુરવાર નથી થયા તેવા કેદીઓ હોય. તેમને માટે દિવસ રાત

લગભગ સરખા જ હોય છે, કારણ કે બેત્રણ કલાકના અપવાદ સિવાય તેમને કોટડીઓમાં પુરાઈ જ રહેવાનુ. એટલે ડબામા પૂરેલાં ઢોર અને આ કેદીઓના જીવનમા કંઈ ફરક ન હતો. પ્રાતર્વિધિ માટે બધા કેદીઓને એકાદ કલાક બહાર કાઢવામા આવ્યા તે સમય દરમિયાન એ બધા કેદીઓના ભિન્નભિન્ન માનસવ્યાપાર અવલોકવામા મને ખૂબ રસ પડ્યો. પણ મારું મન તો અતે ફરીફરી પેલા બુઢ્ઢા ઉપર જ ચોટતું જેમ જેમ તેને હુ વધુ ને વધુ અવલોકતો ગયો તેમતેમ તેની મુખમુદ્રામાં મને એક પ્રકારની આકર્ષક સૌમ્યતા માલમ પડી કોઈ વખત તેનુ વ્યક્તિત્વ પ્રતિભા ભર્યું હશે એમ મને ઘડીભર લાગ્યુ. પણ તરત જ મને મારા એ વિચાર ઉપર હસવુ આવ્યુ. મને લાગ્યુ કે રાતે વિચારે ચડેલુ મારુ મન દૂબળુ—પાગલ બન્યુ છે, નહિ તો આવો અસંભવિત વિચાર મને કેમ આવે ? શા માટે કોઈ પ્રતિભાસંપન્ન પુરુષને આમ કગાલ હાલતમા જેલમાં સડવુ પડે ? પણ મારી બુદ્ધિની દલીલ લાબો વખત ન નભી મારું હૃદય મારા બધા વિચારો ઉપર સ્વામિત્વ મેળવવા મડ્યું. પોતાના પ્રાતર્વિધિથી પરવારી બુઢ્ઢાએ વજૂ કર્યું, અલ્લાહતાલાની બંદગી કરી અને પોતાના અંતરના ઉદ્ગારો જાણે તેનો અલ્લાહ સામે જ ઊભો હોય, તેમ તેને ઉદ્દેશી તેણે ઠાલવ્યા, તે આ જીવનમા તો શું પણ જો પુનર્જન્મની વાત સાચી હોય તો હું જન્મજન્માતરમા પણ નથી ભૂલી શકવાનો બુઢ્ઢાની આંખ સજળ હતી. તેના મુખ ઉપર અપાર આર્દ્રતા હતી તેના મુખમાથી શબ્દ ઝર્યે જતા હતા

"અય મેરે માલિક ! અય પરવરદિગાર ! તુ સબકા ભલા કર ન કીસીકા બૂરા હો, ન કીસીકો તકલીફ હો તું હિંદુઓકા ભલા કર, તુ મુસ્લિમોકા ભલા કર સબ ઇસાઈઓકા ભલા હો,

સારી જહાકા ભલા હો મેરે દોસ્તોંકા ભલા હો, મેરે દુશ્મનોંકા ભલા હો. અગર તુઝકો કીસીકા બૂરા કરના હી હો તો અય મેરે માલિક! અય મેરે અલ્લાહ! યહ તેરે નાચીઝ ગુલામકે સર પે બીજલીકી તરહ તેરા ખોફ ગિરે ઔર સારી જહાપે તેરી મીઠી નઝર રહે આમીન ”

મારી સ્મરણશક્તિ સારી છે એવું નથી મને કોઈએ કહ્યુ કે નથી મને પોતાને એવું ભાન. એટલે કોઈ રખે માને કે ડોસાના બધા શબ્દો હું બરાબર ઉતારી શક્યો છું તે શબ્દો ન હતા, કોઈ દૈવી રોશની હતી કદાચ તે સ્થૂળ શબ્દો હુ કાગળ ઉપર ઉતારી શકું: પણ તે કંઠની આર્દ્રતા ક્યાથી લાવુ? આત્માના અગાધ ઊંડાણમાંથી નીકળેલો તે આર્તનાદ ક્યાથી લાવું? મુખ ઉપરની તે અપાર વિહ્વલતા ક્યાથી લાવુ? શું આ માણસ સાચે જ પાગલ હતો? તો પછી હું, તમે કે દુનિયાની બીજી વ્યક્તિઓ માટે કયુ વિશેષણ યોજીશું? આખી દુનિયાનુ દુખ એક વજ્રાતની જેમ પોતાના શિર ઉપર નિમંત્રનાર, પોતાના દુશ્મનોનું કલ્યાણ ઇચ્છનાર જો પાગલ લેખાય તો ‘જગતમા બીજાનુ જે થવાનુ હો તે થાઓ, પણ મને તો હે નાથ! દુઃખમાથી ઉગારજે!’ એવી સતત ભાવના સેવનાર કેવો કહેવાય? ડોસાએ મને સાચે જ જીતી લીધો તેની સાથે વાતો કરવા, તેનો ઇતિહાસ જાણવા, તેના દિલના દર્દો ઉકેલવા હું તલપાપડ થઈ રહ્યો. રાજકારણના બધા વિચારો હુ ભૂલી ગયો. લડતની વાતમા મને ભાગ્યે જ રસ ખૂટે; પણ આજ તો દારોગો પેપર આપી ગયો તે ઉઘાડવાનું પણ મને મન ન થયુ જે સંજોગોમા હુ આવી પડ્યો હતો તેમા ડગલે ને પગલે મને રજનીના વિચારો આવે એ સ્વાભાવિક હતું. આવી રીતે જીવનભરમાં અમે કદી જુદા પડ્યા ન હતાં પોતાના

પિતાના આગ્રહને વશ થઈ રજની પિયર જતી ત્યારે તે માડ એક અઠવાડિયાથી વધુ ત્યા રહેતી અને તે અઠવાડિયામાં ઓછામાં ઓછા તેના ત્રણચાર કાગળો તો હોય જ. એટલે રજનીના વિચારો, રજનીની સ્મૃતિ ડગલે ને પગલે મારા મનમા જાગે એ સ્વાભાવિક હતુ પણ આજે તો તેમાં પણ રસ રહ્યો નહિ મારું બધુ ધ્યાન, બધી શકિત એકાગ્ર થઈ હતી તે બુઢ્ઢા પર તેની હકીકત જાણવા મેં ઘણા પ્રયત્નો કર્યા; પણ તે શેનો કહે? માત્ર એક વખત અચાનક તેના થોડાક ત્રૂટક શબ્દો મારે કાને આવ્યા "બેટી, આઈ? કહા, અરમાજાનકી પાસ ગઈથી? હા, હા, વહાં હી ગઈથી અમ્માજાન કહા? તુ અકેલી કયો? મત જા બેટી, અમીનુ! કહા ભાગ રહી હૈ તુ?" પણ આ બધામાથી મારે શો સાર કાઢવો? મે એક છેલ્લો ભગીરથ પ્રયત્ન કરી જોયો બપોરે જમવાની વખતે બધા કેદીને બહાર કાઢવામા આવ્યા હતા મારુ ખાવાનુ ઘરથી આવ્યું હતુ, એટલે મારે નિરાત હતી તેમ મને બીજા કેદીઓની જેમ જેલરે પૂર્યો પણ ન હતો, એટલે બધા જમે પછી નિરાતે જમવાનો મે વિચાર કર્યો એટલામા મને એક વિચાર સ્ફૂર્યો એ બુઢ્ઢાને હુ જમવા નહિ નિમત્રી શકું? પણ મારાથી જેલના નિયમનો ભગ કેમ થઈ શકે? જેલર એ નિયમભગ શરમથી અવશ્ય નિભાવી લે; પણ મારાથી એમ કેમ થઈ શકે? એટલે મે જેલરની રજા લઈ બુઢ્ઢાને મારી સાથે જમાડવાનો નિશ્ચય કર્યો. એ રજા મને વિનામુશ્કેલીએ મળી, પણ જેલરને જેટલી સરળતાથી હુ સમજાવી શક્યો તેટલી સરળતાથી તે બુઢ્ઢો સમજે એમ ન હતો. તેને તો એ રોટલો અને એ દાળ જ જોઈતા હતા. નેમ પોતાના સાથીઓને છોડી જાણે તે કોઈ પણ રીતે આવવા

ઇચ્છતો ન હોય એવો ભાવ મેં તેની હુકમાં જોયો. આપણા કોઈ પણ પ્રશ્નનો ઉત્તર આપવાની જાણે તેને બાધા હતી. જ્યારે ના પાડવી હોય ત્યારે મક્કમતાપૂર્વક તે માથું ધુણાવતો. મેં તેને કહ્યું: "આજ તો ચાચા, તમારે મારી સાથે જમવાનું છે." પણ તે શેનો જવાબ આપે? અંતે અનેક રીતે માથાકૂટ કર્યા પછી, અનેક યુક્તિપ્રયુક્તિથી હું તેને મનાવી શક્યો. મારે કોઈ પણ રીતે તેની જીભ ઉઘડાવવી હતી. મેં વિચાર્યું કે કદાચ સંગીતની તેની ઉપર અસર થાય. એક ગાયન શરૂ કરવા મેં સોહિણીનો આલાપ ઉપાડ્યો. બુઢ્ઢાનાં નેત્ર ચમક્યાં. તેના મુખ ઉપર ઉત્સાહ દેખાયો. મને સારું ગાતાં આવડે છે એવું તો નથી, પણ રજનીને વારંવાર સાંભળતાં સંગતિપાશ મને લાગ્યો હતો; એટલે કેટલીક વખત મારી જાતને હું રીઝવી શકતો. પણ આજે તો મારે મારી બધી શક્તિ વાપરવી હતી. આલાપના આરોહ અવરોહથી ગગનું વાતાવરણ જમાવી મેં ગાયનના શબ્દો શરૂ કર્યા

"ચાંદની રાતથી ઔર ચાર હુવાથા શાકી!"

આટલી એક લીટી સાંભળતાં તો બુઢ્ઢાના મુખ ઉપર કંઈ કેટકેટલા ભાવ પસાર થઈ ગયા. તે હસ્યો. સોહિણીના સૂર સાંભળતાં પ્રથમ તેના મુખ ઉપર દેખાયેલો ઉત્સાહ અદૃશ્ય થયો. તેની જગ્યાએ જાણે હવે તિરસ્કાર આવ્યો હોય એવું હાસ્ય કર્યું. બીજી પંક્તિ બોલવાનો મને ઉમળકો ન રહ્યો. મેં જોયું કે બુઢ્ઢો જાણે એ પંક્તિ પાછળ રહેલી શૃંગારની ભાવનાનો ઉપહાસ કરી રહ્યો છે. એ ગીત મેં પડતું મૂક્યું. જાણે પરીક્ષામાં નાપાસ થયો હોઉં એવો હું ભગ્નાશ બની ગયો. પણ તરત જ મેં એક બીજું ગીત ઉપાડ્યું. તેમાં બુઢ્ઢો તલ્લીન થયો. તેની પંક્તિપંક્તિએ તે નિઃશ્વાસ નાખવા મંડ્યો.

ન કીસીકી આખકા નૂર હુ, ન કીસીકે દિલકા કરાર હુ,
જો કીસીભી કામ ન આ સકે વો મૈં એક મુસ્ત ગુબાર હુ !

ન દવાએ દર્દે જીગર હુ, મૈ ન કીસીકી મીઠી નજર હું મૈ–
ન ઈધર હુ મૈ, ન ઉધર હું મૈ–ન શકેવ હું–ન દયાર હું !

પરે કાતહા કોઈ આય કયુ ? કોઈ શમા લેકે જલાય કયું ?
કોઇ ફૂલ ચાર ચઢાય કયું ? મૈ તો હસરતોંકા મઝાર હું !

આ ગાન સાભળતાં જાણે ભૂતકાળના અનેક પડદા નજર સમક્ષથી ખસી જતા હોય, જાણે ઊંડેઊંડે કઈ તે નિરખતો હોય એવું મને લાગ્યુ 'મૈ તો હસરતોકા મઝાર હુ' સાભળતા તો તેના હૃદયમાથી હાય નીકળી ગઈ પણ આથી વિશેષ હું કઈ જાણી શકયો નહિ. માત્ર તેના મસ્તકના કવચિત ડોલન ઉપરથી, કેટલીક વખત હાથના તાલ ઉપરથી અને તેની એકાગ્રતા ઉપરથી હુ એટલુ જોઈ શકયો કે કોઇકિ વખતે તેને સગીતનો શોખ અવશ્ય હોવો જોઈએ મે' એક પ્રયોગ અજમાવી જોવાનો વિચાર કર્યો. જુદા-જુદા ભાવોની તેના મન ઉપર શી અસર થાય છે તે મે જોયુ, પણ તેને જો હું ગાવા પ્રેરી શકું તો તેનુ જીવન ઉકેલવામા મદદ થાય ખરી પણ મારા અનેક પ્રયત્ન છતા તેને હુ ગાવા લલચાવી ન જ શકયો અતે એ પ્રયત્ન બીજા વખતને માટે મુલતવી રાખી મે' જમવા બેસવાની તૈયારી કરી ભાવપૂર્વક મે તેને પિરસ્યું. જેલમાં જનારાઓના લાડને શી મણા હોય ? એટલે ઘરની જે જે વાનીઓ મને ભાવતી હતી તે બધી આવી હતી આ એક ઘેલછા નથી ? અનેક વાનીઓ એકસામટી કંઈ થોડી જ લઈ શકાય ? છતાં એ ઘેલછા માટે કોણ આતુર નથી હોતું ? મે ધાર્યું હતું કે સારુ' ખાવાનુ જોઈ બુઢ્ઢો જરૂર રાજી રાજી થશે પણ મારી એ માન્યતા ખોટી પડી. તે યંત્રની માફક વસ્તુઓ ખાતો ગયો. માત્ર

ખાવા માટે જ ખાતો હોય—આટ્ટી સ્વાદ પ્રત્યે કેવળ ઉદાસીન જ હોય એમ મેં જોયું કેટલી ભયકર હદ સુધી તેનુ જીવન નીરસ બન્યુ હશે ?

એવામા જેલનુ કમાડ ઊઘડયું નરીમાન એક ફોટોગ્રાફરને લઈને અંદર આવ્યા મને ને બુઢ્ઢાને સાથે બેઠેલા જોતાં બોલ્યા: "ઓહો મુકુન્દભાઈ, અમારા મહેમાન સાથે તમે તો દોસ્તી કરી દીધી છે ને !" નરીમાનને જોતાં જ મને હવે બુઢ્ઢા વિશે કંઈક જાણવાનુ મળશે એ આશાએ હું રાજી થયો. નરીમાન એ બુઢ્ઢાને અગે જ આવ્યા હતા એમ મેં તરત જાણ્યુ. તેમને તેનો ફોટો લેવો હતો એ ફોટાની તેમને શાથી જરૂર હતી, બુઢ્ઢો કોણ હતો વગેરે વિગતો બીજી વખત જણાવવાનુ કહી નરીમાન જવાની ઉતાવળ હોવાથી મારી માફી માગી રસ્તે પડયા. મને ચીડ ચડી. મારા એકેએક પ્રયત્ન જાણે નિષ્ફળ જ નીવડતા હોય એમ મને લાગ્યું એટલામાં દારોગાએ આવી મને ખબર આપી કે મારી મુલાકાત આવી છે. મારી બધી ચીડ હુ ભૂલી ગયો. રજની આવી હશે એવી મારી ખાતરી થઈ. હુ ઉત્સાહમા આવી ગયો રજની સાથે અનેક વાતો કરી. તેમા પેલા બુઢ્ઢાની વાત પણ આવી. પણ જ્યારે તે બુઢ્ઢાને જાણે તે ઓળખતી હોય એમ તેણે મારી વાતમાં ટહુકો પૂરવા માડ્યો ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ તેણે કહ્યું:

"હા, એ બાપડો અહીં સડે છે અને ઈશ્વર જાણે વધુ કેટલુ વેઠશે."

એ સાભળતાં હું ચકિત થયો મેં પૂછ્યુ: "અરે ! પણ તુ એ ક્યાથી જાણે ?"

"કેમ ? જેલમા આવે તેજ જાણે એમ ?" તેના હમેશના સ્નેહભર્યા સ્મિતસહ તેણે ઉત્તર આપ્યો.

"જેલમા આવેલા તો નથી જાણતા તેની તો આ બધી મોકાણ છે. પણ તુ તો વગરજોયે બધુ જાણે છે!"

"તો કબૂલ કરો કે તમારા કરતા મારામા વધુ અક્કલ છે."

"એ કઈ આજે નવુ થોડું જ કબૂલવાનુ છે? એ તો જે દિવસે હાથમા નાળિયેર લઈ, પૂતળાની જેમ શણગારાઈ તારે ત્યાં આવેલો ત્યારનુ જગતને પોકારીને જણાવેલુ. બોલ, ત્યારે હું બેવકૂફ જેવો નો'તો લાગતો?"

"છાના રહો હવે પેલા જેલરસાહેબ સાંભળશે તો શુ કહેશે? અને તમે તો હવે દેશભક્ત કહેવાઓ તમારાથી આવું બોલાય?" એમ કહેતાં તેના નેત્રો આનંદથી હસી ઊઠયા.

"હવે જોઈ નહિ ડહાપણનો ભંડાર! પણ એમ વાત ઉડાવ્યે કઈ વળવાનું નથી તુ એ બુઢ્ઢા વિશે કયાંથી જાણે?"

"એ આજે નહિ કહી શકું. જો ખબર પડશે તો ઘણું યે જાણવાનુ મળશે, નહિ તો કંઈ નહિ"

મે ઘણોયે પ્રયત્ન કર્યો, છતા રજનીએ કઈ પણ કહ્યું નહિ. હુ અકળાયો. શુ આખી દુનિયાએ મને બનાવવા ધાર્યો છે? ન બુઢ્ઢો કંઈ કહે અને છતા એવો વિચિત્ર કે ડગલે ને પગલે કુતૂહલ જગાવતો જ રહે નરીમાન આવે તો જાણે તેને ઓળખતા હોય તેમ લાગે, પણ તેયે કઈ ન કહે રજની પણ તેને વિશે કઈક જાણતી હોય એમ લાગે, પણ તેયે મૌન જ પકડે. પણ રજની શા માટે મૌન પકડે? જે પોતાની ગુપ્તતમ વાત પણ મારાથી ન છુપાવે તેને આ બુઢ્ઢા સંબધી હકીકત મને કહેતાં શું થાય? પણ કદાચ તે એટલુ જ જાણતી હોય કે વીસ દિવસથી તે અહીં છે—નરીમાને તેને કદાચ કહ્યુ હોય અને તેથી વિશેષ કઈ જાણતી નહિ હોય તો મને કહે પણ શુ? પણ ના તે કઈક વિશેષ

જાણુતી હોય એમ તો મને લાગ્યું ત્યારે કેમ તે મને કહેતી ન હતી? પણ મારી વિચારપરંપરા આગળ ન ચાલી. રજનીએ પૂછ્યું:

"તે કંઈ વાતચીત કરે છે ખરો?"

"શું ધૂળ વાતચીત કરતો હતો!"

"પણ કંઈ બોલવુંચાલવું? અરે! કંઈ નહિ તો રોવું? કંઈક ક્રિયા તો તે કરતો હશે જ ને?"

મને એકાએક તેના પેલા વાક્યો યાદ આવ્યા મે રજનીને તે સંભળાવ્યાં "બેટા અમીનુ, તુ આઈ? કહાં ગઈથી? અમ્મા જાનકી પાસ? " વગેરે.

રજનીની આખ તે સાભળતા ચમકી· "શું કહ્યુ? અમીનુ —અમીના, ખરું ને?"

મેં કહ્યું: "હા."

રજનીના મુખ ઉપર જાણે તેણે કોઈ ભારે વિજય પ્રાપ્ત કર્યો હોય એવો મેં આનંદ જોયો. એટલે મારું કુતૂહલ વધુ જાગૃત થયુ મારાથી હવે નહિ રહેવાયુ. મે ચિડાઇને કહ્યું:

"ત્યારે શું તું પણ મારો વિશ્વાસ નહિ કરે?"

"કેમ એવુ કહો છો?"

"ત્યારે તુ કલાકથી ડાહીડમરી વાત કરે છે, પણ બુઢ્ઢા વિશે પૂછું ત્યારે કેમ ઉડાવે છે?"

"ઉડાવતી નથી. જો જાણતી હોત તો જરૂર કે'ત. પણ આ બધું પૂછુ છું તે જાણવા ઇચ્છુ છુ માટે."

"તો એટલુ તો કહે કે તને એ કુતૂહલ શાથી થયું?"

"ત્યારે તમારે બધુ જાણવું જ છે, એમ ને? તો લો સાંભળો. થોડાક દિવસ ઉપર પેરીનબહેનને હુ મળવા ગઈ હતી. પણ

તે દિવસે કોણ જાણે કેમ નરીમાન ઘેરે હતા છતાં અમારી સાથે ચા પીવામા નહિ ભળ્યા. પેરીનને લાગ્યુ પણ ખરુ કે એથી કદાચ મને માઠુ લાગશે પણ મને ખાતરી હતી કે નરીમાન કોઈ ભારે વિષયમા ગુચવાઈ ગયા હોવા જોઈએ નહિ તો મને જોઈને ગમે તેવું મહત્ત્વનુ કામ હોય તો પણ પડતુ મૂકી વાતો કરવા તે દોડે. એટલે આજે અવશ્ય કોઈ ગભીર પ્રશ્ન હોવો જોઈએ એમ મને લાગ્યુ. પણ તે સાથે તે એકલા આમ સૂનમૂન બેસી રહે તે પણ મને ન ગમ્યું એટલે હુ તેમની પાસે ગઈ. તેમને ખૂબ ચિડવ્યા, હસાવ્યા, ચા પીવા ખેચી લાવી અને પછી પૂછ્યુ:

'"બોલો શુ વિચારતા હતા? જો આ સત્યાગ્રહને આ જિલ્લામાથી અને ગુજરાતમાથી હાકી કઢાય તો પછી ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ થવાય કે નહિ? ખરુ ને?"

'તે હસ્યા "રજનીબહેન, તમારી મશ્કરીઓ બહુ ક્રૂર હોય છે, નહિ વારુ? તમે જાણો છો ને કે આ નોકરીમા મને રસ હોય તો તે માનસશાસ્ત્રના શોખપૂરતો. એટલે એવી જ કોઈ ભાંજગડમાં હું આજે પડેલો છું."

'"તે અમને નહિ જણાવો? અમે જે કંઈ કરીએ તે બધામાં તમારો ભાગ અમે માગુ રાખીએ તો ખુશી થઈ જાઓ; ઘર સ્વચ્છ રાખીએ તો પ્રફુલ્લ રહો; પણ તમે લોકો આખી દુનિયામા ફરો અને જે કંઈ જુઓ મૂકો ને એકલા માણો. પુરુષ જેવું કોઈ એકલપેટું હશે?"

'"રજનીબહેન, તમારી સાથે મારાથી દલીલમાં નહિ ઉતરાય હું ક્યારનો એ જ વિચારુ છુ કે મુકુન્દભાઈ પણ તમારી સાથે દલીલમાં ઊતરી શકતા હશે કે કેમ પણ તે તો તેમને પૂછી જોઈશ વાત એમ છે કે તમે સ્ત્રીઓ એટલે સુકુમાર નાજુક ફૂલ. તમારી લાગણીઓ એટલે સિતારના ચડાવેલા તાર; અને મારો

વિષય એટલે જગતની ગંદકીની ચૂથાચૂંથ. બોલો, એ બે વાતનો કેમ મેળ ખાય ?"

'"જવા દો, જવા દો એવી ડાહ્યલી વાત. કવિતામાં ભલે એ ઠીક લાગતું હોય, બાકી, અમે તો નાજુક ફૂલ જ છીએ તો ! તેથી તો ચૂલો અમારો નિત્યનો સાથી પાણી ભરવુ, વાસીદુ વાળવુ એ બધુ અમે ફૂલની જેમ જ કરીએ છીએ ને ! પણ મારે એ બધુ નથી સાભળવુ તમે શું વિચારતા હતા તે કહો." મુખ્ય મુદ્દા ઉપર આવતા મેં પૂછ્યુ

'તેમણે જવાબ આપ્યો· "વાત એમ છે કે આજે જૂની ફાઈલો ઉથલાવતા એક કેસ તરફ અચાનક મારુ ધ્યાન ખેંચાયું. આજથી દસ વર્ષ ઉપર યુ. પી ની ખેરપુર રિયાસતના જાગીરદાર અબ્દુલ હમીદની દીકરી અમીના એકાએક ગુમ થઈ હતી એ આઘાત ન સહેવાવાથી અબ્દુલ હમીદ ઘેરેથી કોઈને કશું પણ કહ્યા મૂકયા વિના ચાલી નીકળ્યો અમીનાને જાગીરદારના દુશ્મનો ઉપાડી ગયા હતા, પણ પકડાઈ જવાની બીકે તેમણે તેને છ દિવસમા પાછી ઘેરે પહોંચતી કરી. પણ અબદુલ હમીદનો પત્તો કેમે કરી ખાધો નહિ. આખા હિંદમા તેની છબીઓ મોકલાવવામાં આવી, પણ કોઈ પણ જગ્યાએ તેની ભાળ મળી નહિ દસ વર્ષની જૂની વાતમા મને બહુ માલ જેવું ન લાગ્યુ, પણ તે ફાઈલ સાથે ચોડેલો ફોટો મને આકર્ષી રહ્યો—એમ કહો કે તે કેસ તરફ તે ફોટાએ જ મારું ધ્યાન ખેચ્યુ. કારણ કે તે જ દિવસે સવારે એક ભટકતા માણસને પોલીસ ૧૦૯મી કલમ હેઠળ પકડી લાવી હતી. એ માણસની મુખાકૃતિ અને પેલી છબીમાં મને કંઈક સામ્ય લાગ્યું. પણ મને તે દિવસે એ વાતમા વિશેષ મહત્ત્વ ન લાગ્યું. એટલે તે મેં પડતી મૂકી. પણ જેમજેમ પેલા બુઢ્ઢાનુ હુ વધુ અવલોકન કરતો ગયો તેમતેમ મારી શંકાઓ વધુ સ્પષ્ટ બનવા

માંડી. મને લાગ્યું કે હું કદાચ કોઈ મહત્ત્વનો અધકારપિછોડો દૂર કરી શકીશ કદાચ કોઈ દુઃખી પિતાપુત્રીની ફરી ભેટ કરાવી શકીશ. પણ એ બુઢ્ઢો તો તદ્દન પાગલ જેવો જ વર્તે છે નથી કંઈ જવાબ આપતો, નથી કાંઈ સૂચનોનો પ્રત્યુત્તર આપતો."

'મને એ વાતમાં ખૂબ રસ પડ્યો. મને પણ લાગ્યું કે તે જાગીરદાર જ કદાચ એ બુઢ્ઢો હોય દુઃખથી ગાણૂમ ગાંડા અને એ તો તદ્દન સ્વાભાવિક છે, એટલે તેની ચેતના ભીલટી તેની તરફેણમાં જતી હતી આવી ચેતના આઘાતજન્ય હોય તો એકાએક ન જાય, પણ કુનેહથી કામ લેવાય તો તે પણ જઈ શકે એવી મારી ખાતરી છે, એટલે નરીમાનના એ કેસમાં સક્રિય રસ લેવાની મને ભીલટ થઈ. મે તેમને પૂછ્યું. "તમારી સાથે એ કેસની શોધખોળમાં મને નહિ ભેળવો ?"

'નરીમાન હસ્યા. "તમે યે બહેન, જબરાં છો. તમારે કોઈ વાતની નવાઈ જ નહિ અને કોઈ તરંગ ફેંકી દેવા જેવો ગે નહિ ! ઘોડા ઉપર બેસવાનું મન થયું તો પછી આખી દુનિયા ભલેને મજાક કરતી–તમે બેસવાના જ ! પણ આ તો, રજની-બહેન, ગુનાનું ખાતું રહ્યું. એમા જાતજાતના માણસો સાથે અનેક તરેહથી કામ લેવું પડે. એમાં તમારા જેવાને મારાથી કેમ ઉતારી શકાય ?"

'"ના, ના, એવું કંઈ જ નહિ; મને ખૂબ લહેર પડશે. અને પેરીનબહેન પણ મારી સાથે જોડાશે. કેમ ખરું ને પેરીન-બહેન ?" મે પેરીન તરફ જોઈ પૂછ્યું. જવાબમાં પેરીને પોતાનું મુખ મલકાવ્યુ. તેને પણ એ કેસમા રસ પડ્યો હતો. તે દિવસની હું એ બુઢ્ઢામાં રસ લઈ રહી છું. અમે બને નેટલી વીગતો ભેગી કરી છે. અબ્દુલ હમીદનાં જો કંઈ જાણવા જેવાં નિશાન હોય તો તે પણ મેળવ્યાં છે. તેને જમણા કાનના પાછલા ભાગ

ઉપર એક પાઈ જેવું લાખું હતું અને ડાબા હાથની તર્જનીને ટેરવે એક રાતો તલ હતો આ બન્ને નિશાની આ ખુદ્દાના અંગ ઉપર આબાદ રીતે મળી આવી છે આજે નરીમાન એનો ફોટો લેવડાવી ગયા છે અબ્દુલ હમીદનો ફોટો તો તેમની પાસે છે જ. એટલે એ બે ફોટાનું તે બારીક નિરીક્ષણ કરવાના છે. કહો ત્યારે, હવે તમને સંતોષ થયો? પણ જો જો હું આ વાત કોઈ ને નથી કહેવાની એ ખુદ્દાને તો એમાની કઈ જ ખબર ન પડે. અને હા, નરીમાન તો આજ તમને શું નુ શું કરી નાખશે! તેમના આનદને આજે ભાગ્યે જ સીમા રહે તમે કહ્યુ ને "બેટી અમીનુ"—અરે! એ શબ્દ એના મુખમાંથી કઢાવવા તેમણે શું શું નથી કર્યું! પણ આ પથ્થર બોલે તો એ બોલે પણ હવે તો મારી ખાતરી થઈ છે કે અબ્દુલ હમીદ તે જ આ ખુદ્દો પણ એ શોધ તો ત્યારે જ સાર્થ થાય જ્યારે એની ઘેલછા કેમે કરી દૂર કરી શકાય"'

હુ રજની તરફ જોઈ જ રહ્યો. તેના મુખ ઉપર કોઈ અજબ ઉત્સાહ હતો, અપૂર્વ તેજ હતુ તેની રેખારેખામાથી સ્નેહ અને દયા ઝરતા હતાં. પુરુષ ધારે છે કે પોતે જગત ચલાવે છે, પણ જગતની ધરિત્રી તો સ્ત્રી જ છે એમ ત્યારે મારી ખાતરી થઈ ખુદ્દાને જોયા વિના, ખુદ્દાના જીવનમા આટલો ઊંડો રસ લઈ રહેલી, તેના જીવનને આટલી સભાળથી, આટલી નાજુકતાથી અને આટલી ઊડાઈથી ઉકેલવા મથતી રજની પ્રત્યેનું મારું મમત્વ અનેકગણુ વધી ગયુ પણ મારી અંગત લાગણીઓને આથી વધુ વ્યક્ત કરી વિવેકમર્યાદાના કોઈ અનન્ય ભક્તને સુરુચિભગ લાગે એવુ પાપ નહિ કરું. અમારી તે દિવસની મુલાકાત ખુદ્દાની વાતમાં જ પૂરી થઇ.

મારા કેસની મુદત લબાઈ એટલે મારે સબજેલમા હજુ

બીજા પાચસાત દિવસ આવી એકધારી જિંદગી ગાળવાની હતી. બુઢ્ઢાનુ જીવન પણ એકધારુ હતુ, પણ તે મને દિનપ્રતિદિન વધુ કરુણ લાગવા માડ્યુ પણ મારી પાસે તેનો શો ઉપાય હતો? એવામા એક દિવસ અબ્દુલ હમીદના નામનો એક ઉર્દૂ કાગળ આવ્યો. અનુમાનથી તે બુઢ્ઢાને આપવામા આવ્યો કાગળ ટૂંકો હતો. તેમાં લખ્યુ હતું "બાબાજાન, તમે કેવા ક્રૂર છો? તમને હુ ક્યારની ઢૂઢુ છું પણ તમે હાથ જ નથી આવતા હવે તો મે તમને શોધી કાઢ્યા છે. હવે નહિ ભાગવા દઉ હુ કાલે તમને મળવા આવીશ આનંદમા રહેજો, બાબાજાન!

બેટી અમીનાના ખુદા હાફીઝ."

બુઢ્ઢાએ કાગળ વાચ્યો. કઈ કેટકેટલા ભાવ તેના મુખ ઉપર તરી ઊઠ્યા! તે રડ્યો, હસ્યો, ખુદાની પેલી તેની માનીતી બદગી તેણે કરી. ફરીથી તે "બેટા અમીનુ" ને એવા શબ્દો બોલ્યો. મે નિ શ્વાસ નાખ્યો માત્ર નામ–તેની પાછળ રહેલુ દર્દ–આથી વિશેષ સ્મૃતિ બુઢ્ઢાને ન હતી. તેની સ્મરણશક્તિ જાગશે ખરી? તેની ઘેલછા જશે? શું એ કાગળ અમીનાનો જ હશે? પણ અક્ષર મને પરિચિત લાગ્યા ઉર્દૂ હુ નહિ જેવુ જાણુ છુ અસહકાર પહેલા હું યુ પી.મા પ્રોવિન્શિયલ સર્વિસમા હતો, તે વખતે સર્વિસને અગે મારે થોડુક ઉર્દૂ શીખવુ પડેલુ. પણ રજની તો જ્યા જ્યા અમે જઈએ ત્યા ત્યાની ભાષા શીખવાની જ એટલે તેણે ઉર્દૂ સારી રીતે હસ્તગત કર્યું હતુ ગુજરાતમાં આવ્યા પછી એની જરૂર રહી ન હતી છતા રજનીના અક્ષરો હુ કેમ ભૂલુ? એ કાગળના ઉર્દૂ મરોડમા હુ રજનીનો જ હાથ જોઈ રહ્યો. મને એ અસભવિત પણ ન લાગ્યુ તો શુ રજની અમીના બની બુઢ્ઢાને મળવા આવનાર હતી? મારી મૂઝવણ અને મારા આશ્ચર્યને વર્ણવવા બેસુ તેના કરતાં વધુ સારી રીતે તમે તે કલ્પી શકશો

બીજે દિવસે અબ્દુલ હમીદની મુલાકાત આવી મુલાકાત સામાન્ય રીતે જેલરની ઓફિસમા થાય છે. તે ઓફિસની એક બારી જેલની અંદર પડે છે. જો તે બારી ખુલ્લી રહે તો જેલની અંદરથી ઓફિસમા શું ચાલી રહ્યું છે તે જોઈ શકાય સામાન્ય ગુનેગારોની મુલાકાત વખતે એ બારી બંધ કરાવવાની જેલર દરકાર રાખતો નહિ માત્ર કોઈ સત્યાગ્રહીની મુલાકાત આવે ત્યારે બીજા સત્યાગ્રહીઓ બારી ઉપર ટોળે વળી નહિ જાય એ ભીતિથી તે બારી બંધ કરાવી દેતો એટલે અબ્દુલ હમીદની મુલાકાત વખતે બારી ખુલ્લી જ હતી આથી અંદર શું ચાલી રહ્યુ છે તે હું બરોબર જોઈ શક્યો મારી માન્યતા સાચી જ પડી. રજની અબ્દુલ હમીદને મળવા આવી હતી. પણ તેણે તેનો પહેરવેશ તદ્દન બદલી નાખ્યો હતો. ખાનદાન મુસ્લિમ કુટુંબની સન્નારીની જેમ તેણે કપડાં પહેર્યાં હતા. મને તેથી આશ્ચર્ય ન થયુ એવી રીતે અનેક પહેરવેશમા મે તેને આ પહેલાં જોઈ હતી તેમ એની નૈતિક હિંમત પણ અસાધારણ એક દિવસ ખાદીનુ પહેરણ અને સુરવાળ પહેરી તે મદિરમા ગઈ હતી. લોકો તો આભા જ બની ગયા. અનેક મુખ મચકોડયાં, અને દિવસો સુધી લોકોના નિંદાપ્રિય સ્વભાવને સારો સરખો ખોરાક મળ્યો. બાકી મદ્રાસી, દક્ષિણી કે બંગાળી ઢબે લૂગડા પહેરવાં એ તો તેને મન રમત વાત હતી આ બધાને લીધે હુ જાણતો હતો કે રજનીની સારી રીતે કુથલી થતી. પણ યુગોના મૃત્યુગાઢ અંધકારમાથી પ્રકાશને વિસ્તીર્ણ કિનારે આવતી સ્ત્રીને ઓળખવા માટે હજી જગતને દૃષ્ટિ પ્રાપ્ત થઈ નથી. અંધારામા યુગાન્તર સુધી ભટકનાર દૃષ્ટિને એકાએક તેજ જોતા શું થાય? તેવુ જ કંઈ નવીન યુગની સ્ત્રીને જોતા રૂઢિગ્રસ્ત હૃદયને થાય છે એમા દોષ માત્ર સંજોગોનો જ છે. એટલે લોકો રજનીની નિંદા કરતા તો

તેથી મને રોષ ચડતો નહિ રજનીને સમજવાની લોકોની મને એટલી અશક્તિ લાગતી કદાચ તમે પણ કહેશો હું વહેમેલી છું. સંભવ છે તેમ હોય અને તેમ હોય તો તેથી હું શરમાતો નથી. પણ જગતમા રજની જેવી મે એક જ રજની નથી જોઈ. મેં તો આપણી આ નવી પેઢીમાં તેનાં દર્શન કર્યાં છે. યુગાન્તરોથી લદાયેલા બધનો સામે આજે જાગૃત નારીપ્રાણ અશાન્ત બની બળવો ઉઠાવી રહ્યો છે. ઊગતી નારી આજે જગતના અભિપ્રાય પ્રત્યે એક ભયંકર ઉપેક્ષા કેળવી રહી હોય, તેને ડગલે ને પગલે આઘાત આપવા મથી રહી હોય, તો તે આવ્હાનનો પ્રત્યાઘાત માત્ર જ છે, એમ હુ તો માનુ. ટૂકમા, રજનીનો પહેરવેશ જોઈ મને આશ્ચર્ય થયું નહિ. પણ કેવી ચીવટથી રજની એ બુઢ્ઢાની પાછળ પડી હતી તે હું મુગ્ધ હૃદયે જોઈ રહ્યો સંસ્કારી ઉર્દૂ જબાનમા રજની બુઢ્ઢા જોડે વાત કર્યે જતી હતી. તેના મુખમાથી નીકળતા 'બાબાજાન' શબ્દમા અમૃતના જાણે ઘૂંટડા ભર્યા હતા એ 'બાબાજાન' શબ્દમાથી ઝરતો અખૂટ પ્રેમ, વેદના વગેરેની બુઢ્ઢા ઉપર ઊંડી અસર થઈ. તેનુ હૃદય એ સહી શકયું નહિ તે ઢગલો થઈ પડ્યો. જાણે અનતના ઊંડાણમા ગરકી જઈ કઈ શોધવા તે મથતો હોય તેમ મને લાગ્યુ. તેની આખ અને હાથનું ચાચલ્ય જતું રહ્યું પણ ડૂબકીઓમા જાણે કશુ હાથ આવતુ ન હોય તેમ તેણે નિઃશ્વાસ નાખ્યા. બુઢ્ઢાના જીવનમાં આજે એક અપૂર્વ પલટો થયેલો મેં જોયો; પણ પોતે અબદુલ હમીદ છે એ ભાન તો તેને ન જ થઈ શકયુ.

આ મુલાકાત દરમિયાન નરીમાન અને પેરીન પણ હાજર હતા. અમીભર્યા નયને નરીમાન આ જોઈ રહ્યા હતા. રજની પ્રત્યે પૂજ્યભાવથી ઝૂકવા જાણે તેમનુ હૃદય તલસી રહ્યુ હોય

એમ મને લાગ્યુ. તેમને ખાતરી થઈ કે બુઠ્ઠો અબ્દુલ હમીદ જ છે. પણ જ્યા સુધી ઘેલછા ન મટે ત્યા સુધી શુ?

તે દિવસે બુઠ્ઠાએ રાત્રિ ખૂબ શાન્તિથી ગાળી મે તેને મધરાતે ગાતાં સાભળ્યો. ગાનના શબ્દો મને યાદ નથી રહ્યા, પણ તેમાં કઈક આવો ભાવ હતો: "મારા પ્રાણને આરે આવી આજે કોણ મને આતુર સાદે બોલાવી રહ્યુ છે? કોણ વિરહની બસી વડે મારા હૃદયને આજે વેદનાના આહ્વાનથી જગાડી રહ્યુ છે? હાય! હતભાગી! ક્યારે તારું સ્વજન આવ્યુ અને ક્યારે ગયુ તેનુ તારી ગાઢ નિદ્રામાં તે ભાન પણ ન રાખ્યુ! રો, રો–અનત કાળ સુધી હવે રો!" ગીત બગાળી બાઉલ ભજનના જેવુ હતુ એની પાછળ રહેલા કાવ્ય ઉપરથી અને ઊંડી વેદના ઉપરથી મને જરા પણ શકા ન રહી કે બુઠ્ઠો એની પૂર્વાવસ્થામા ભારે સસ્કારી હોવો જોઈએ એ જ અબ્દુલ હમીદ એમ મારા મનને વધુ ખાતરી થઈ, અને સાથે એ પણ દેખાવા માડચુ કે એની ઘેલછા ન જાય એમ તો નથી એના વેરાન જીવનમાં બે અમી-બિંદુ વર્ષતા એના સસ્કારો જાગૃત થવા માડચા તો ધીરેધીરે શું ન થાય? પણ જેલમાં પડચો હુ શુ કરી શકુ?

બીજે દિવસે અચાનક બુઠ્ઠાને તેડુ આવ્યુ થાળી, ચમ્બુ અને પથારી લઈ તેને ઑફિસમા જવાનો હુકમ આવ્યો આવો હુકમ આવે એટલે સમજવુ કે કા તો કેદીને છૂટવાનુ છે કે જેલ-બદલી જવાનું છે બુઠ્ઠાને જેલબદલી જવાનુ થાય તે અસંભવિત હતુ, કારણ કે તેની ઉપર જામીન કેસ હતો; અને તેની સુનાવણી તો હજી બાકી હતી એટલે એક જ શક્યતા હવે રહી, અને તે એ કે એ બુઠ્ઠાનુ કોઈ જામીન થયું હોવુ જોઈએ, અને તે જામીન ઉપર છૂટતો હોવો જોઈએ. મને થયુ કે મારા જીવનમા એક પ્રકરણ ઊઘડચુ ન ઊઘડચુ ત્યાં તે બંધ પણ થઈ ગયું

જેલમા સંત્રીઓ—ખાસ કરીને રાતના સંત્રીઓ એક રીતે જેલનાં વર્તમાનપત્રો છે અનેક પ્રકારના સમાચાર અનેક રીતે —પછી તે ખરાખોટા ગમે તે સ્વરૂપમા હોય—તેમની પાસે આવવાના, તે સમાચાર કોઈ પણ રીતે કેદીઓની કોટડીમા જવાના, અને એક કોટડીમાથી બીજીમા જતાં પોતામા વધુ વૈવિધ્ય મેળવી પોતે પ્રગતિમાન યુગના વારસ છે એની અવશ્ય પ્રતીતિ આપવાના. રાત્રે મારે એવુ જ થયુ આજે બુઢ્ઢો જતા મારે વિચારનુ એક મોટુ સાધન જતું રહ્યું, એટલે જાણે હૃદયને ખાલી ચડી હોય એમ લાગતુ હતુ તેવામા એક સત્રીનો ધીમો અવાજ આવ્યો

"યાર, આજ કુછ સૂના?"

"ક્યા?"

"એક હિંદુ ઓરત યહા જો પાગલ થાને ઉસકી સાથ ભગ ગઈ"

"અબે બેર. યહ બુઢ્ઢામે ક્યા થા કિ કોઈ ઓરત ઉસકી સાથ ભગ જાય?"

"તેરી કસમ યાર, મેં ખુદ દેખકે આયા હું"

"દેખા, દેખા, પાગલ બન મત"

"ઔર વહ ઓરત ભી કૌન? જો ભાપણુવાલા શેઠ આયા હૈ ના કહેતે હૈં ઉસકી જોરુ!"

મને આ વાર્તાલાપ અસહ્ય થઈ પડચો પણ એક વાત તો મને એમાથી સ્પષ્ટ માલમ પડી આવી કે રજની જ એને જામીન પર છોડાવી લઈ ગઈ હોવી જોઈએ મારાથી મનમાં બોલાઈ ગયુ "રજની, ક્યારે હુ તને ઓળખી શકીશ?" અને સાચે જ, સ્રીહૃદયને ઓળખનાર પુરુષો ક્યાક હશે ખરા?

૮

આજે મારી ત્રણ મહિનાની સજા પૂરી કરી હું ઘેર આવતો હતો. જાણે કોઈ વિજયી વિશ્વજિત્ દિગ્વિજય કરી પાછો આવતો હોય એમ મારો સત્કાર કરવા સ્ટેશને સ્નેહીઓનુ સારુ સરખુ મડળ જામ્યું હતુ. તે બધામા મારી નજર સૌથી પહેલાં રજની ઉપર પડી. પણ રજનીના ખભાને ટેકે ઊભેલી એક વૃદ્ધ, તેજસ્વી, પાક મુસ્લિમ વ્યક્તિને જોતા હુ ઠરી જ ગયો. મારા મનમાથી નીકળી ગયુ " બાબાજાન ! " કેવું અદ્ભુત પરિવર્તન ! એ પૂજ્ય વ્યક્તિમા કોની પ્રતિભા હું વર્ણવુ ? પણ આમ કેમ ? ત્રણ મહિના પહેલા તેને ટેકાની જરૂર ન હતી આજ જમણા હાથમાં એક લાકડી હતી, અને છતા ડાબો હાથ રજનીના ખભાનો આશ્રય શોધી રહ્યો હતો. ત્રણ મહિનામા—અને તે પણ દુઃખમાથી સુખમાં આવ્યા પછી માણસમા આવી શારીરિક અશક્તિ કેમ આવે ? પણ મને ક્યાં ભાન હતુ કે અપાર સ્નેહ ઘણી વખત માણસને બાળક જેવું અસહાય બનાવી દે છે ! આજે બાબાજાનની અશક્તિમા બાળકની એ અસહાયતા હતી બાળકની એ અસહાયતા કેવી કાવ્યમય હોય છે ! રજનીનો ટેકો જાણે પોતાનુ જીવન સર્વસ્વ ન હોય એમ તેના હાથ તેનુ આલબન શોધી રહ્યા હતા. અને એ ટેકો રજનીને કેટલો બધો સુખદ હતો તે તેના મુખ ઉપરથી મારાથી વધુ સારી રીતે બીજું કોણ કળી શકે ? બાબાજાનના એ સુઘડ ખાદીના વસ્ત્રોમાથી, તેમના ખાદીના લાબા કોટમાથી, સફેદ પાયજામામાથી અને ખાદીની ધવલ ટોપી હેઠળ શોભતા માથાના અને દાઢીના સફેદ વાળમાથી એક પ્રકારની અતિ વન્દનીય પ્રતિભા નીતરતી હતી રજનીના પ્રત્યેક કાગળમા " બાબાજાન તમને ખૂબ યાદ કરે છે અને ઘણીઘણી દુવા લખાવે છે " એમ આવતુ. પણ બાબાજાનની આ મૂર્તિ તો કદી પણ મારી કલ્પનામા આવી ન હતી. બાકી બાબાજાન અને

રજની માટે લોકમાનસે જોડેલી કથાઓને જેલની દીવાલ પણ રોકી શકી ન હતી. પણ તે બધી ચિતરી મારી નિર્જીવ કલમને પણ જે અત્યાચાર જેવુ લાગે અને જેથી તેને પણ શરમથી પોતાનુ મો ઢાંકી દેવાનુ મન થાય એવુ કરી શા માટે એ બધી કથાઓને ખોટુ મહત્ત્વ આપુ? જગતને એવી કથાઓ જ્યા સુધી ગમશે, જ્યાં સુધી તેના કહેનાર, સાભળનાર અને ગેચરનાર પડ્યા છે ત્યા સુધી તે રહેવાની છે એમ એક વખત જાણ્યા પછી તેની વિરુદ્ધ બોલવુ એ ડહાપણનું દેવાળુ કાઢવા બરોબર છે. એ સંબંધી તો મૌન જ ઇષ્ટ છે.

ધીરે જતા મેં જોયુ કે રજનીએ ગૃહવ્યવસ્થામા થોડોક ફેરફાર કર્યો હતો. મારો માનીતો ખડ બાબાજાનનો થઈ ચૂક્યો હતો. ખડને બને તેટલો સાદો છતાં આકર્ષક બનાવવામા આવ્યો હતો. દક્ષિણની બારી પાસે બાબાજાનનો પલગ રાખવામાં આવ્યો હતો પલગની યોજના એવી હતી કે સૂતાસૂતા ગમે ત્યારે આખ ઉઘાડો તો પણ આકાશ જ નજરે પડે. ઓશિકાની સામે પશ્ચિમની દીવાલ પાસે ટેબલ, ખુરશી અને પુસ્તકોનુ સ્ટેન્ડ પડ્યું હતુ. ટેબલ ઉપર આલ્બમમા એક સુંદર છબી હતી મારે માટે એ છબી નવી હતી વીસ એકવીસ વર્ષની અત્યત કુલીન, રૂપવતી, તેજસ્વી કોઈ મુસ્લિમ વિશાલાક્ષીની તે છબી હતી મે તરત જ કલ્પના કરીઃ "બાબાજાનની અમીના તે આ જ." બીજી બાજુ ભીંત ઉપર મિલિટરી યુનિફોર્મમા ઊભેલા કોઈ એક આકર્ષક મુસ્લિમ યુવાનનો ફોટો હતો. તરત જ હુ કલ્પી શક્યો· "આ પૂર્વાવસ્થાના બાબાજાન" અને એ છબીની નિકટ જ બાબાજાનની તાજી છબી હતી. આ સિવાય આખા ઓરડામા બીજી એક પણ છબી ન હતી. ઓરડાની સ્વચ્છતા, એકએક વસ્તુની ગોઠવણી એ બધા પાછળ જાણે કોઈ વૈજ્ઞાનિક

યોજના હોય એમ મને સ્પષ્ટ લાગ્યું પલંગની ગોઠવણીમાં, સદાય આકાશ દેખાય એમ ઓશિકું રાખવામાં રજનીની આકાશ ઉપરની શ્રદ્ધા મને સ્પષ્ટ દેખાઈ રજનીની એક માન્યતા એવી છે કે રોગો માટે દવાની જરૂર જ નથી આકાશમાં એવા તો તત્ત્વો ભર્યાં છે કે તમારા બધા રોગોને તે નાબૂદ કરે—તેમાં યે માનસિક રોગોને તો ખાસ કરીને આકાશ કેવુ વિરાટ અને ભવ્ય લાગે છે! કેવુ શાન્ત અને નિશ્ચલ, સૌમ્ય અને પ્રસન્ન લાગે છે! તેની સાથે તાદાત્મ્ય સાધનારને તે પોતાના આ ગુણોનું અવશ્ય દાન કરે છે. તેથી મચ્છરોનો ઉપદ્રવ હોય છતાં રજની કદી પણ મચ્છરદાની પસદ ન કરે, હંમેશ ખુલ્લી બારીમાંથી આકાશ દેખાય એમ સૂએ, અને ઉનાળામાં તો અગાશીમાં ખુલ્લા આકાશ નીચે જ તેને ઊંઘવું ગમે બાબાજાનના જીવન ઉપર પોતાના એ માનીતા આકાશના તે હવે આશીર્વાદ ઉતરાવવા ઇચ્છતી હતી

ધીમેધીમે બધો ઇતિહાસ મે જાણ્યો અને મને સમજાયુ કે બાબાજાનની ઘેલછા તો રજનીની સ્નેહાળ છાયામા ગઈ, પણ તેની પૂર્વસ્મૃતિ કેમે કરી જાગૃત થતી ન હતી અમીનાની છબી જોતા બાબાજાન ચમકયા હતા, પણ જેમ ઊંઘમાથી કોઈ માણસ ઊઠે અને સ્વપ્ન ભૂલી જાય તેમ એકાદ ક્ષણ આવેલી એ સ્મૃતિ પાછી સરી ગઈ—રહી ગયુ માત્ર એ છબીને જોતાં ઉપજતુ સુખ. બાબાજાન તે છબીને વહાલથી જોઈ રહેતા. તેની સામે બેસી કલાકો સુધી વિચાર કરતા અને અંતે જાણે કઈ ન સમજાતુ હોય તેમ નિ:શ્વાસ નાખતા રજનીએ અનેક ઉપાયો યોજી જોયા હતા. નરીમાને તો બની શકે તેટલા થોથા ઉથલાવ્યાં, અનેક ડોકટરો અને નિષ્ણાતોની સલાહ લીધી પણ કંઈ પત્તો ન ખાધો અંતે રજનીએ બીજો એક અખતરો કરી જોવાનુ નક્કી કર્યું. તેણે અમીનાને ખબર આપી એકબે દિવસમા અમીના આવી પહોંચનાર હતી. તેનો

તારથી જવાબ આવી ગયો હતો, તેવામા હુ છૂટીને આવ્યો રજનીને એક ડોકટરના અભિપ્રાય ઉપર શ્રદ્ધા બેઠી. તેણે જણાવ્યુ કે અબ્દુલ હમીદની સ્મૃતિ કેવી રીતે ગઈ એ વિશે કોઈ પણ જાતની માહિતી નથી. એટલુ ચોક્કસ કે તેના જ્ઞાનતતુઓ—અમુક જ્ઞાનતતુઓ શિથિલ થઈ ગયા છે તેને જો એક વખત જાગૃત કરી શકાય, એક વખત તેને કામ કરતા કરી શકાય, તો પૂર્વસ્મૃતિ સહેજે જાગે. એને માટે કેટલીક વખત જ્ઞાનતતુઓને એકાએક આઘાત લાગે એવી યોજના જેને 'શૉક–મેથડ' કહે છે તે યોજવામા આવે છે અને તે ઘણી વખત સફળ પણ થાય છે. એવી જ કોઈ યોજના અબ્દુલ હમીદની બાબતમા પણ સફળ થાય. આ ઉપરથી તરત જ રજનીના મને એક યોજના ઘડી કાઢી. બાબાજાન અમીનાને એકાએક જુએ તો તેના જ્ઞાનતતુને આઘાત લાગવાનો ઘણો સભવ હતો—અને તેમ થતા તે કામ કરવા મડી પડે જો તેની અસર ન થાય તો તે જ દિવસે એક મિજલસ ગોઠવવાનુ રજનીએ નક્કી કર્યું અને તે મિજલસમા બાબાજાન ઉપર 'શૉક-મેથડ' અજમાવવાનો પણ તેણે સંકલ્પ કર્યો.

બીજે દિવસે અમીના આવી. બાબાજાનનુ અંગ આનદથી પ્રફુલ્લિત બની ગયુ. પણ તેની સ્મૃતિ જાગૃત ન થઈ. અમીનાને જરા પણ શકા રહી નહિ કે તેના ખોવાયેલા બાબાજાન તેને પાછા મળ્યા તેના આનદાશ્રુ ખાળ્યા ખળાતા ન હતા. બાબાજાનનો કારભારી પણ આવ્યો હતો. તે વફાદાર નોકરે તરત જ પોતાના માલિકને ઓળખ્યો. તેણે ખુદાના અનેક શુક્ર ગુજાર્યાં. રજનીના ચરણમાં તે લોટી પડ્યો. રજની શરમાઈ ગઈ તેણે તેને વારતા કહ્યુઃ "આવુ ન કરશો, ભાઈ. અમીનાના પિતા તે મારા પિતા નહિ ?" એમ કહી તે અમીનાને સગી બહેનની જેમ ભેટી પડી

હવે રજનીને એક જ લગની લાગી. બાબાજાનની બસ એક

વખત સ્મૃતિ જાગૃત થઈ જાય! તો પછી એના આનંદને આ વિશાળ બ્રહ્માડ પણ નાનું પડે.

તે દિવસે સાંજે અમારી વાડીમા રજનીએ એક ઉજાણી ગોઠવી હતી. અનેક મહેમાનોને નિમત્રવામા આવ્યા હતા. પેરીન અને નરીમાનને તો રજની જાતે જઈ ખેચી લાવી હતી નરીમાનનુ નામ આવતા રજની ગળગળી થઈ જતી તે કહેતીઃ "લોકોને કંઈ ભાન હશે ખરું? શુ નરીમાન સરકારી નોકર થયા એટલે તે 'હેવાન' 'પશુ' અને એવાં નામોને યોગ્ય? એમ તો તમે પણ કયા એક દિવસ સરકારી નોકર ન હતા? અને બીચારી પેરીનને કેવુ થતું હશે? તમે શુ જાણો? પેલે રવિવારે નરીમાનની લોકોએ ઠાઠડી કાઢી હતી તેમના ઘર આગળથી જ 'હાય! હાય!'ની કર્કશ બૂમો પાડતુ સરઘસ પસાર થયુ. કેવું ભયાનક! કેવું ઘૃણાજનક! શું સત્યાગ્રહ તે આ? કયાં છે એમા સત્ય? કયાં છે પ્રેમ?"

મે કહ્યુ. "તુ આમ અકળાય છે શું? યુગયુગાન્તરથી જે માનસ હિંસાની ભાવના વડે પોષાયેલુ હોય તેમાં કંઈ એક ક્ષણમા થોડું જ પરિવર્તન થાય? હુ કબૂલ કરુ છું કે અમારી આ એક મર્યાદા છે. અમે એક બળ ઉત્પન્ન કર્યુ, પણ ઉત્પન્ન કર્યા પછી તે અમારા હાથમાથી છટકવા મથે છે—જેમ એક વખત પર્વતમાથી છૂટેલી સરિતા પોતાના બન્ને તટોને તોડી અનતમાં ફેલાઈ જવા મથે તેમ. પણ જેમ સરિતા પોતાના તટોને ટાળી નથી શકતી તેમ સત્ય અને અહિસાની પાળોને આવાં છમકલા ભલે કયાંક વિરૂપ કરી જાય, પણ તેથી તે પાળો નહિ તૂટે. કારણ કે અમારા સારથિમાં એ જાગૃત બળો છે અને જે આજે એકમા છે તે કાળે કરી અનેકમા આવવાનું છે—જેમ એક દીવામાથી અનેક દીવા પ્રગટે તેમ."

મેં જોયું કે જેમ રજની ઉશ્કેરાઈ ગઈ હતી તેમ હુ પણ લાગણીઓના પ્રવાહમાં ખેંચાઈ ગયો હતો. આવી ગંભીરતાથી અમે બહુ ઓછી વખત વાતો કરીએ છીએ. આમ છતાં મને લાગ્યું કે પ્રસગ અવશ્ય ગભીર છે રજની જેવા મૃદુ હૃદયને લોકોના આવા બીભત્સ આચારથી જરૂર આઘાત લાગે પણ લોકમાનસ કયે દિવસે કોઈને વશ થયું છે કે થશે? એટલે રજનીના મનનુ બને તેટલુ સમાધાન કરવા મે પ્રયત્ન કર્યો. બાબાજાનની શોધ માટે સૌથી પહેલું માન નરીમાનને જ તેમના જ અથાગ પરિશ્રમને અંતે બધા અકોડા ગોઠવાઈ ગયા અને બાકીનુ બીજુ રજનીએ પૂરૂ કર્યું.

ઉજાણીમા સ્નેહીઓનો મેળો જામ્યો અધ્યક્ષસ્થાને બાબાજાન બિરાજ્યા હતા. તેમની એક પડખે અમીના હતી, બીજી બાજુ રજની હતી. તેમના કારભારી અમીનાની નિકટ બેઠા હતા. નરીમાન, પેરીન અને હુ તેમની સામે બેઠાં હતા. બધુ મળીને લગભગ સાઠેક સ્ત્રીપુરુષ આવ્યાં હશે. નોકરો પણ સારી રીતે શણગારાઈ આમથી તેમ ફેરા ખાઈ રહ્યા હતા, પણ એવામા એક અજાણ્યા પુરુષ તરફ મારી નજર ગઈ બાબાજાન અને રજની બેઠાં હતા ત્યાથી થોડેક છેટે તેમની પાછળ તે બેઠો હતો રસ્તા પર ખેલ કરનારા મદારી જેવો તે લાગતો હતો અને રજની તરફ ધારીધારીને એક નજરે જાણે જોઈ રહ્યો હતો. મને કંઈક વહેમ પડ્યો અને તે સંબધી કઈ પૂછવા વાકય શરૂ કરુ એટલામાં તો રજનીએ તેના વિશાળ નયનથી જાણે મને મના કરી–એવુ સૂચક રીતે તેણે મારા તરફ જોયું અને એ આંખની મના હું કેમ ઉથાપી શકું? અમે બધા વિનોદે ચડ્યા સંગીતની હેલી વરસી રહી અમે કોઈ જોઈએ નહિ તેમ પેલા માણસને રજનીએ કઈ ઇસારત કરી એમ મને લાગ્યુ. અચાનક રજનીએ બૂમ પાડી. "ઓ

બાબાજાન રે!" બાબાજાને ચમકી તરત જ પાછળ જોયું, તો એક ભયંકર ફણીન્દ્ર પોતાની ગર્વભરી ફેણ વિસ્તારી, ફુંફાડા મારતો, પોતાની ભયાનક જીભેથી સિત્કાર કરતો અમીનાની ખુરશી તરફ ધસી રહ્યો હતો. બધે નાસભાગ થઈ રહી તે સર્પને જોતાં તરત જ બાબાજાને "હાય! બેટી અમીનુ!" કહી અમીનાને પોતાની છાતી સરસી દાબી દીધી તેમણે તેને અધ્ધર ઉપાડી લીધી—જેમ માતા પોતાની કુમળી બાળકીને ઉપાડી લે તેમ. સર્પના એ ભયંકર દૃશ્યથી તેમણે પોતાની આખ મીચી દીધી અને કયારે તે પોતાને ડશ દે તેની જાણે રાહ જોતા હોય તેમ ઊભા રહ્યા. એવામાં રજનીનો મીઠો ટહુકો સભળાયો "બાબાજાન! સાપ તો ગયો હો! હવે ભો નથી." બાબાજાને આંખ ઉઘાડી તે બોલી ઊઠયા: "કોણ, ભાઈ મહમુદ! અને બેટી, તુ કયાં ગઈ'તી?"

પિતાપુત્રીનુ ચિર વિયોગ પછીનુ એ મિલન કોણ વર્ણવી શકે? બધાંની આખમાંથી આંસુ વહ્યે જતા હતા.

# જન્મતિથિ

ગંગા જમનાની ફળદ્રુપ ખીણના ખેતરો ભર્યાભર્યા હતાં, પણ રામરતનને તેથી શું ? પવનના સંવનનથી જાણે શરમાઈ નમી જતી એ સમૃદ્ધ ખેતરોની સૌન્દર્યશ્રી ન સમજે એટલો તે અરસિક ન હતો, પણ પેલી એક વાતમાં આવે છે તેમ તરસથી ધોમધખ્યા મધ્યાહ્‌ને બળીઝળી રહેલા મુસાફરને પાણી પૂછતા જવાહીરનો એક ભંડાર મળી આવે ને તેને જેવો પ્રબળ આઘાત લગાડે તેવો આઘાત એ સૌન્દર્યશ્રી જોતા રામરતનને થતો. માણસે પોતાની વાસનાનું જગત સર્જી પોતાને તો વિરૂપ બનાવ્યો છે જ, પણ તેણે પોતાની ઝેરી દૃષ્ટિથી કુદરતને પણ કરમાવી દીધી છે એમ રામરતનને લાગતુ એવી એ જન્મભૂમિને નમસ્કાર કરી પોતાની પાચ વર્ષની દીકરી સીતાને લઈને પોતાના સાચા શ્રમના પસીનાના બદલામા રોટલાના પેટપૂરતા ટુકડા જ્યાં મળી શકે એવા સ્થળની શોધમા તે ચાલી નીકળ્યો.

રામરતને જીવનના અનેક રંગ જોયા હતા—પણ તે બધા નિરાશાના ઘેરા નેણ ઉપર પડતીઉપડતી પાંપણ જેવા. માત્ર એક જ જગ્યાએ તેને સ્મિતનો—સૌન્દર્યનો નિર્મળ પ્રકાશ દેખાયો હતો—તેની પ્રાણપ્યારી ભાગીરથીમાં. પર્વતના ઉરમાં અનેક યુગ

અને રામની તેજસ્વી કીકીમા એક અખંડ સ્વપ્નની જેમ ગરક થઈ જવા ઝંખતા હૃદયના સ્મિતભર્યા મંજુલ સંગીતમાં રામરતનની ઝૂંપડીને સ્વર્ગ બનાવી રહી હતી.

પોતાનાં બધા સંસ્મરણોમા રામરતનનુ આ સંસ્મરણ અત્યંત સુખદ હતુ. પોતાનુ જીવન હેતુપૂર્ણ છે, સાર્થ છે એવુ સહાનુભૂતિસહ માનનાર કોઈ એકાદ સહૃદય આત્મા માણસને પોતાના જીવન-પ્રવાહમાં લાધી જાય તો તેને જીવનની પરમ ધન્યતાની પ્રતીતિ થાય છે જગતના બધા વૈભવો, બધી ભભક અને બધા સુખસ્વપ્ન તેની આગળ તુચ્છ—કૃત્રિમ લાગે છે—સૂર્યના પ્રકાશમા દીવાના તેજ જેવા. જેને આવો કોઈ સહૃદયી આત્મા સાપડયો નથી તેના જીવનની કરુણતાની, દુર્ભાગ્યની અવધિ નથી—પછી તે વિશ્વવિજયી જગતસમ્રાટ કેમ ન હો. રામરતનની જીવનવીણાના આ મધુર સંગીતમા જાણે કોમલ મીડ પૂરતી સાતા આવી ભાગીરથી અને રામરતનનુ જીવન હવે માત્ર ભાવના અને આનંદની એક સજીવ પ્રતિમા જેવુ બની ગયુ.

પણ માણસે પોતાનુ સુખ અખંડ રાખવુ હોય તો બીજા કોઈથી નહિ તો એક વિધાતાથી તો તેને તેણે ગુપ્ત રાખવુ જ જોઈએ. એટલો સંયમ રામરતન કે ભાગીરથી ક્યાથી પાળી શકે ? પોતે બન્ને રાજારાણી કરતાં પણ અદકા હતાં તે તે કેમ છુપાવી શકે ? માણસના સુખની નિરંતર અદેખાઈ કરતા વિધાતાએ ગમરતન પાસેથી તેની ભાગીરથી છીનવી લીધી રામરતનના જીવનમા કરુણતાના મૂક સ્વરો હવે જાગ્યા.

પણ આટલું પર્યાપ્ત ન હતુ. જે હરીભૂમિમા તેના યૌવનની કવિતા ભરી હતી તે પણ આજે તેના તરફથી મોઢુ ફેરવી બેઠી હતી. જમીનદારે ગણોત બમણું કર્યું હતુ રામરતનથી આ અન્યાય ન સહેવાયો. એ વિરુદ્ધ તેણે એક દિવસ બીજા ખેડૂતોની હાજરીમાં

પણ તેને એ પ્રતીતિ જોઈતી હતી. પણ એવું શું કરાય કે જેથી પોતાની આ અભિલાષા તે પાર પાડી શકે ?

એક દિવસે જમીનદારને ઘેરે ભારે ધામધૂમ હતી. જમીન-દારનો એ જન્મદિવસ હતો. ખેડૂતોને બધાને પેંડાબરફી વહેંચાયાં જમીનદારને આગણે જલસો થયો. ભાગીરથીના ઉરમાં એક હર્ષની લહરી જાગી. પોતાના રામની જન્મતિથિ શા માટે પોતે ન ઊજવે ? અને શા માટે પોતાની લગ્નતિથિ પણ તે બન્ને ન ઊજવે ?

પણ ગરીબોના જન્મદિવસોની ઓછી જ નોંધ રખાય છે ? ભાગીરથી તેથી હતાશ ન થઈ બન્ને વરવહુ સાથે બેસી જેમ ઇતિહાસસંશોધકો કોઈ ઊંડી શોધના વિચારમા ગરક થઈ જાય તેમ રામરતનની જન્મતિથિ શોધી કાઢવામા ગરક થઈ જતા. અંતે ભાગીરથીને ખાતરી થઈ કે તેના રસના અંબાર જેવો રામ ફાગણમા જન્મ્યો હોવો જોઈએ—અને તે પણ સુદ અગિયારસને દિવસે, જ્યારે ચંદની, પૂનમની ચંદની જેવી ભભકભરી નહિ, છતા મૃદુ અને સ્નિગ્ધ હોય—એક મુગ્ધાના આતુર અમીભર્યા નયન જેવી; જ્યારે કોયલના કંઠમાં સૂતેલા સૂર હજુ જાગ્યા ન હોય પણ સ્વપ્ન જોઈ રહ્યા હોય ખીલતી જીવનઉષાના મંજુલ ઝંકારનું ભાગીરથીની શોધનો વિરોધ કરે, તેનુ ખંડન કરે એવો કોઈ પુરાતત્ત્વવેત્તા હજુ જન્મ્યો ન હતો—અને જે હતા તેમને એ શોધ એટલી શાસ્ત્રીય અને પ્રમાણભૂત લાગી હશે કે તેમને એ સાચી છે—તદ્દન સાચી છે એમા શંકા કરવાપણુ પણ ન રહ્યું હોય. રામરતનના નાનકડા ગૃહમાં આ ઉત્સવ હૃદયની જે સમૃદ્ધિથી ઉજવાતો તેની આગળ ધનિકમાં ધનિક માણસોના ઉત્સવ તુચ્છ હતા. ભાગીરથીને પોતાના 'રામ'ને રીઝવવા ભાડૂતી સંગીત લાવવાની જરૂર ન હતી—તે તો પોતાની રસભરી આતુર આંખમા, તેના ભર્યા યૌવનની સ્નેહ નીતરતી પ્રત્યેક રેખામા,

અને રામની તેજસ્વી કીકીમા એક અખંડ સ્વપ્નની જેમ ગરક થઈ જવા ઝંખતાં હૃદયના સ્મિતભર્યા મંજુલ સંગીતમાં રામરતનની ઝૂંપડીને સ્વર્ગ બનાવી રહી હતી.

પોતાના બધાં સંસ્મરણોમાં રામરતનનું આ સંસ્મરણ અત્યંત સુખદ હતુ. પોતાનું જીવન હેતુપૂર્ણ છે, સાર્થ છે એવુ સહાનુભૂતિસહ માનનાર કોઈ એકાદ સહૃદય આત્મા માણસને પોતાના જીવન-પ્રવાહમાં લાધી જાય તો તેને જીવનની પરમ ધન્યતાની પ્રતીતિ થાય છે જગતના બધા વૈભવો, બધી ભભક અને બધા સુખસ્વપ્ન તેની આગળ તુચ્છ—કૃત્રિમ લાગે છે—સૂર્યના પ્રકાશમા દીવાના તેજ જેવા. જેને આવો કોઈ સહૃદયી આત્મા સાંપડચો નથી તેના જીવનની કરુણતાની, દુર્ભાગ્યની અવધિ નથી—પછી તે વિશ્વવિજયી જગતસમ્રાટ કેમ ન હો. રામરતનની જીવનવીણાના આ મધુર સંગીતમા જાણે કોમલ મીંડ પૂરતી સાતા આવી. ભાગીરથી અને રામરતનનુ જીવન હવે માત્ર ભાવના અને આનંદની એક સજીવ પ્રતિમા જેવુ બની ગયુ

પણ માણસે પોતાનુ સુખ અખંડ રાખવુ હોય તો બીજા કોઈથી નહિ તો એક વિધાતાથી તો તેને તેણે ગુપ્ત રાખવુ જ જોઈએ. એટલો સંયમ રામરતન કે ભાગીરથી ક્યાથી પાળી શકે ? પોતે બન્ને રાજારાણી કરતાં પણ અદકાં હતા તે તે કેમ છુપાવી શકે ? માણસના સુખની નિરંતર અદેખાઈ કરતા વિધાતાએ રામરતન પાસેથી તેની ભાગીરથી છીનવી લીધી. રામરતનના જીવનમાં કરુણતાના મૂક સ્વરો હવે જાગ્યા.

પણ આટલુ પર્યાપ્ત ન હતુ. જે હરીભૂમિમાં તેના યૌવનની કવિતા ભરી હતી તે પણ આજે તેના તરફથી મોઢુ ફેરવી બેઠી હતી. જમીનદારે ગણોત બમણુ કર્યું હતુ રામરતનથી આ અન્યાય ન સહેવાયો. એ વિરુદ્ધ તેણે એક દિવસ બીજા ખેડૂતોની હાજરીમાં

જમીનદાર આગળ સહેજ તીખી ફરિયાદ કરી જમીનદારને લાગ્યુ કે તે ખેડૂતોમા બેદીલી ફેલાવવા મથતો હતો રામરતનને તેણે રજા આપી. રામરતનને એક આઘાત ઉપર બીજો આઘાત થયો પણ તેનામા રહેલુ સ્વમાન જાગી ઊઠયુ હાથપગ તો જમીનદાર નથી લઈ શકવાનો ને ? નિરાતે બે વેળ રોટી મળે એવા સ્થળની શોધમા તે નીકળી પડ્યો સાથે હતી તેની નાનકડી સીતા—તેની જીવનદીપિકા

ઉત્તર છોડી દક્ષિણમા મુબઈ તરફ રામરતન આવ્યો પોલીસભરતીમા તેણે પોતાની ઉમેદવારી નોધાવી વૈદકીય તપાસમા તે પસાર થયો મોટા બૂટ, બૅન્ડીસ, પટો અને પાઘડી ચડાવી તે પોતાની ખોલીએ આવ્યો. સીતાને બાપનો આ નવો દેખાવ ઘણો રમૂજભર્યો લાગ્યો

કુદરતની એ બાલિકા શહેરની ગોદમા ઉછરવા લાગી ભાગીરથીની જ તે નાનકડી પ્રતિમા હતી, પણ ભાગીરથી હતી શરદની પૂનમ જેવી—સીતા સુદ ચોથ જેવી—મૃદુ અને ફીકી. પોલીસ કોટડીઓની એ દીવાલ જાણે તેના પ્રાણને રુધી રહી હોય, ખુલ્લા આકાશ અને હિલોળા લેતા ખેતર માટે જાણે તેના નેણ તલપી રહ્યા હોય એમ વારવાર રામરતનના મોટા હાથને પોતાની નાજુક હથેળીઓમા દબાડી દેવા મથતી તે કહેતી

" બાપા, ચાલોને ખેતરમા " રામરતન જવાબમા હસતો, અને કહેતો " જઈશું હ, બહેન, આજે નહિ. થોડા દિવસ પછી." નાનકડી સીતાને રામરતને અનેક વખત પોતાની જીવનકથા સંભળાવી હતી, તેમાથી તેના બાલમાનસ ઉપર ઊંડા સસ્કાર પડ્યા હતા માણસને અણદીઠ જેવું અદ્દભુત અને આકર્ષક લાગે તેવુ આકર્ષણ સીતાને ગગાજમનાની ગોદમા સૂતેલા પોતાના વહાલા વતન માટે થતુ

રામરતન પોતાના નવા જીવન જોડે થોડા જ વખતમા સખ્ય સાધી શક્યો રસ્તા ઉપર પૂતળાની જેમ ઊભા રહી, એક બાદશાહની જેમ માત્ર હાથના અભિનયથી, આંખના ઇસારાથી તે સેકડો અને હજારો માણસો, સાઈકલો, ગાડીઓ અને મોટરોનુ નિયમન કરતો, તેમની ગતિ ઉપર આધિપત્ય ચલાવતો પોતાના એ નવા જીવનનુ પણ તે ધીરેધીરે સીતાને ઓળખાણ કરાવવા મંડ્યો. સીતાને તેમા પણ ઊડો રસ પડ્યો. રોજ તેના મોટા બૂટને તે સાફ કરતી અને ખોલીના ખૂણામા ઉપર ધૂળ ન પડે તેમ જતનથી મૂકતી. તેના કોટના બટનને, પટાના બિલ્લાને તે હમેશ ચકચકતા રાખતી રામરતનને તેનુ ગુમાવેલુ સુખસ્વપ્ન જાણે પાછુ આવતુ હોય એવી કલ્પના કરવા માડી. અલ્પમાં સતોષ માનનાર તેના મનને ફરિયાદ કરવાની કદી ટેવ જ પડી ન હતી

રામરતનની એ નાનકડી ખોલીની આસપાસ નિર્દોષતાની, સ્નેહની મીઠી સોડમ ફેલાવતી સીતા વિકસવા લાગી પિતાપુત્રીનો આનંદ ઘેન ચડાવે એવો હતો કોઈક વખત રામરતન નોકરી પરથી જરા વહેલો આવ્યો હોય અને સીતા બહાર ગયેલી હોય તો તેને નવાઈ પમાડવાની કોઈ યોજના વિચારતો તે બેસતો. તેની વિચારમાલા પૂરી થાય તે પહેલા તો છાના પગલે પાછળથી આવી સીતા તેની આખ દબાવી દેતી. પિતાપુત્રીના આનદથી આખી ઓરડી ગાજી ઊઠતી. સુખીઓની અદેખાઈ જગતમા અનાદિ કાળથી થતી આવી છે, પણ રામરતન અને સીતાના સુખની અદેખાઈ કોઈ કરતુ નહિ—ઊલટું, પડોશીઓને બાળક જેવા એ બન્ને નિર્દોષ પિતાપુત્રીનો પાસ લાગતો અને તે પણ અનેક વખત તેમની એવી ગાડીઘેલી રમતમા સામેલ થતા

પડોશીની સ્ત્રીઓ વારવાર કહેતી. "શા સીતાના વાળ છે! અને કેવા ગૂથ્યા છે! રામરતનને એ બધુ કોણે શીખવ્યુ હશે!"

માતા વખત આવ્યે પિતાની પણ ગરજ સારે, પણ પિતાને માતા બનતાં તો બહુ ઓછાને આવડે. તેમા પણ એક બાળકીને ઉછેરવાની હોય તો તેની પૂરી કસોટી જ. પણ રામરતનમાં તો ભાગીરથી પણ આવીને વસી હતી. દિવસભર કઠોરતાના વાતાવરણમાં રહેતો રામરતન વધુ ને વધુ મૃદુ બનતો જતો હતો અત્યંત નાજુકતાથી તે સીતાને ખીલવી રહ્યો હતો આખા જગતમાં પિતાને પુત્રીનો અને પુત્રીને પિતાનો જ માત્ર આધાર હતો—સુખદ, સતત અને . . . અને . . છતાં . ?

પોલીસો જ્યારે ગપ્પે ચડયા હોય ત્યારે રામરતનની વાતો તેમનામા હાસ્યના ફુવારા ઉછાળતી. કદાચ મોંઘવારીસોઘવારીની વાત નીકળે તો તે કહેતોઃ " છીંટ ?—આવી મોંઘી તે કંઈ કામ આવે ? " " પણ ફલાનીન સારું હો." " અને રંગારા પણ સાળા કેવા ફાટયા છે—એક નાનકડી ઓઢણી છાપવાના છ આના ! " તેની આ બધી વાતોથી કોઈનુ હસવું ખાળ્યું ખળાતુ નહિ ભોળો રામરતન બધાને ગમતો. સ્ત્રીઓને પણ તેની વાતમા ખૂબ રસ પડતો—અને છોકરીઓને કેમ ઉછેરવી જોઈએ, તેને કપડા કેમ પહેરાવવા જોઈએ, કેમ ગૂંથતા શીખવવુ જોઈએ વગેરે તેની પાસેથી મનમા હસતાહસતા અનેક વખત સાભળતા તે કદી કટાળતી નહિ.

અગિયાર બાર વર્ષની થતા તો સીતાએ રામરતનનુ જીવન અપાર સુખથી ભરી દીધુ તેના તોફાનમસ્તી તો તે જ, પણ રામરતનને તે બાળકીના નિર્દોષ પ્રેમથી, મુગ્ધાના કોડથી અને માતાના વાત્સલ્યથી નવાજવા મડી તેના રોટલામાં પણ તે પાર વિનાનુ વૈવિધ્ય લાવતી—કોઈ વખત એકલા ફૂલકા જેવા તેને પાતળા અને કડક બનાવતી, તો કોઈ વખત તેમા સહેજ ગોળનુ પાણી છાંટી તેમા સકરપારા જેવો સ્વાદ પ્રગટાવતી, તો કોઈ

વખત નખથી ફરતે કાંગરી કરતી, તો વળી વચ્ચેવચ્ચે કાણાં પાડી જુદી જુદી આકૃતિઓ સર્જતી ! વૈવિધ્યની વિપુલતા સ્થૂળ સુખની કલ્પનામા પ્રધાનપણે હોય છે, અને સીતાને એ વિપુલતા સર્જતાં ક્યાંય ગરીબાઈ નડી શકતી ન હતી. પોતાનું સુખ, પોતાનો સંતોષ, પોતાનો આનંદ કેમે કરી પોતાના અંતરમાં છુપાવી શકાતો નહિ—આખી દુનિયાને તે આપવાનુ તેને મન થતું.

પણ સીતા હવે મોટી થતી હતી. એક દિવસ તેને પરણાવવી પડશે એ વિચાર રામરતનના મનમા આવ્યો તેને માટે કેવો વર શોધવો તેના તેણે અનેક વિચાર કર્યા, અનેક મનોરથ ઘડ્યા. તેની ત્રણ મહિનાની રજા ચડી ચૂકી હતી. એ રજામા પોતાને વતન જઈ સીતા માટે યોગ્ય વરની શોધ કરવાનો તેણે સકલ્પ કર્યો હતો. તેની રજા મજૂર થઈ. એક અઠવાડિયા પછી તેને રજા પર ચડવાનો હુકમ મળ્યો. તે ગાડોઘેલો બનતો ઘેરે આવ્યો. સીતાને બધી વાત કહી. અનેક વખત જેના સ્વપ્ના સેવાતા તે વહાલું વતન હવે જોવાનું મળશે એ વિચારે સીતાના નેણ આનંદથી નાચી ઊઠ્યાં. ત્યા પોતાના જેવી છોકરીઓ હશે, નાના બાળકો હશે તે બધાને નવાઈ પમાડે એવી અનેક વસ્તુઓ પોતાની સાથે લઈ જઈ તેમને ભેટ આપવાના તેણે મનોરથો ગોઠવવા માડ્યા. રામરતનને આખો ભૂતકાળ પોતાની નજર સમક્ષ સજીવ થતો લાગ્યો. ભાગીરથીની મૃદુ સ્મૃતિ તેના મન આગળ અનેક ચિત્રો ખડાં કરવા મડી પોતાનો જન્મદિવસ તે કેવી રીતે ઉજવતી હતી તેની તેણે સીતાને રસપૂર્વક વાત કહી એ વાત સાભળતા સીતાનું હૃદય હર્ષથી ભરાઈ ગયુ. આ શું ! ઈશ્વરે તેને માટે જાણે આનંદની એક પછી એક મોટી પરંપરા જ ગોઠવી રાખી હતી કે શું ? આ બધો આનંદ સમાવવો ક્યાં ? કેવુ તેનું હૃદય રામરતનના સરળ

હૃદયને સુખના એક અનત સ્વપ્નથી ભરી દેવા તલસતુ હતુ ! બન્ને પિતાપુત્રી હર્ષના એક મહાસાગરમાં જાણે હેરિયાં ખાવા મ ડ્યાં.

રવિવારે રાત્રે બન્ને પોતાને વતન જવા ઉપડવાના હતા, પણ તે પહેલા રામરતનને આનદથી ચકિત કરી નાખવાનો સીતાએ સ કલ્પ કર્યો હતો શુક્રવારે ફાગણ સુદ નોમ હતી ગરીબોની જન્મતિથિ ઉજવાતી નથી હોતી—કોઈક ભાગીરથી તેમના એકાદ ઘરમાં આવી ચડે તો વળી ક્યાક એની ઉજવણીનો પ્રકાશ થાય પણ સીતાને જ્યારે રામરતને જન્મતિથિની વાત કરી ત્યારે જ તેણે મન સાથે ગાઠ વાળી હતી કે બાપાની જન્મતિથિ તો ઉજવવી જ. મા ઉજવે ને દીકરી ન ઉજવે એ કેવુ ! પણ તેણે તે વાત રામરતનને કહી નહિ રામરતનને એકાએક તે આશ્ચર્યચકિત કરવા ઇચ્છતી હતી રામરતનનો રાતપાળીનો પહેરો શુક્રવારે સવારે દસ વાગે બદલાવાનો હતો. રામરતન હવે પોતાના સ્વપ્નામા જ ડૂબેલો રહેતો લાલબહાદુરને માટે ફરવા જવાની સીસમની એક ખોળીવાળી લાકડી, અને રામભરોસે માટે એક સાફો ને એવી યોજનાઓ મનમા ગોઠવતો હતો દસ વાગ્યે નોકરી ઉપરથી ઊતરી ઉમળકાભેર પોલીસ લાઈન તરફ તે ચાલ્યો જતો હતો. રસ્તા પરથી આવતા જતા માણસો, ગાડીઘોડા વગેરે તેને જાણે આનદના અસંખ્ય રમકડા વિહરી રહ્યા હોય એવા લાગ્યા "બોલતી પૂતળી !" "લ્યો રે કોઈ બોલતી પુતળી !" એમ સામેના ફૂટપાથ પર કોઈ ફેરિયો લહેકા કરી બૂમ પાડી રહ્યો હતો તે અવાજ સાભળતા રામરતનના કાન ચમક્યા ઘણા દિવસથી સીતા ચકિત થઈ જાય, તે હરખથી ગાડી થઈ જાય એવુ કઈક તેને માટે લઈ જવા તે ઝંખતો હતો. "બોલતી પૂતળી" શબ્દે તેની એ ઊર્મિ ગાડી થઈ જાગી ઊઠી. સીતા હવે તદ્દન નાની

બાળકી તો ન હતી, છતા તે જરૂર એ ઢીંગલી જોના ગાંડી થવાની છે—કેવો તે ઢીંગલીમા વાચા પ્રગટાવી તેને તે ચમકાવી દેશે તેના સ્વપ્ના સેવતો સેવતો સામેના ફૂટપાથ તરફ તે દોડ્યો. પણ . . પણ . મોટરોને, ગાડીઓને હંમેશ અંકુશમા રાખનાર રામરતનને આ શુ ? એક બાજુથી સપાટાભેર ધસી આવતી મોટરની અડફટમા તે આવી ગયો આખની પલ પડે ઊપડે એટલો પણ તેને આ દુનિયામાથી પેલી દુનિયામા જતા સમય ન લાગ્યો શું વિધાતાને તેના સુખની અદેખાઈ આવી ? કે વિધાતાને તેની દયા આવી ? કોણ કહી શકે કે રામરતનનુ એ મૃત્યુ એક ભીષણ વેદના હતી કે મમ ઉપર આવતા એક સુદર સગીતનુ એક મીઠી વેદનાભર્યું અવસાન હતું ? કદાચ વિધાતાને એમ ન થયું હોય કે સીતાના લગ્ન પછી આધારવિનાનો થઈ .

પણ કોણ કહી શકે વિધાતાનો હેતુ શો હશે—ગહન અને અકળ !

*

સીતા આજ સવારની વહેલી ઊઠી હતી તેણે આગણુ વાળીઝૂડી સાફ કર્યું, પાણી છાટ્યુ, સાથિયા પૂર્યા આજુબાજુના બૈરાં આશ્ચર્ય પામ્યા "કેમ અલી સીતા, આજ શુ છે આટલુ બધુ ?" તે બધા કુતૂહલથી પૂછવા મડ્યા આનદથી પોતાની આખ નચાવતી તે કહેવા લાગી:

"તમને અત્યારે નહિ કહુ. આજ સાજના તમને બધાને મારે ચા પાવાની છે ત્યારે કહીશ" તેના ઉરમા હરખ માતો ન હતો. બૈરાઓ હસી પડ્યા.

"હા, હા, સગાઈ થઈ હશે—અને તેમા જ કહેતા શરમાય છે" વળી એક ડોશી બોલ્યા, "બેટી અમર રહેજો તુ ને તારી ચૂડી !" સીતા પાછી હસી "કેવા ઠગાયા !" "કેવા ઠગાયા !"

. "મારી તો કંઈયે સગાઈ નથી થઈ, . . પણ ચાર વાગે આવશો ને? બોલો—અને હા—માજી, જો નહિ આવો તો પછી કોઈ દિવસ તમારી સાથે જો જો બોલુ તો!" સીતાએ ચારે બાજુએ હર્ષની લહરો ફેલાવી દીધી આજે તેણે અનેક વાનીઓ કરી હતી થોડાંક ફૂલ પણ સવારે લઈ આવી તેની એક નાનીશી સરસ તેણે કલગી બનાવી હતી. તે નાનકડી ઓરડીના ચારે ખૂણામા તેણે ધૂપસળી ચેતાવી ઓરડીને મઘમઘતી કરી દીધી હતી રામરતનનો આવવાનો વખત થતા તે ખાટલા નીચે સંતાઈ ગઈ ચાદર એવી રીતે ઝૂલતી રાખી કે પોતે નીચે સતાઈ છે તે બહારથી આવનાર ન જોઈ શકે રામરતન આવતા જરૂર ચકિત થવાનો છે—અને પછી કેવી તે તેને ગળે બાઝી પડશે—કેવી કલ્લોલ કરશે તેના તેણે અનેક સ્વપ્ના સેવ્યા. આનદથી તેનુ હૃદય ધડકવા લાગ્યુ તેની ઉત્કઠા વધતી જ ગઈ સમય પણ તેને લાંબો થતો લાગ્યો. અતે પગલા સભળાયા તેનું હૃદય બમણા વેગથી ધડક્યુ મોટા બૂટ તેણે જોયા. ખાટલા નિકટ આવી આશ્ચર્યચકિત થઈ તે વિચારમા ઊભા રહ્યા હોય એમ સીતાને લાગ્યુ. પોતાની નાજુક આગળી તેણે ચાદર બહાર કાઢી મોજાં હેઠળની ચામડીમા જાણે 'કીડી કરડાવવાનો' અભિનય કર્યો. હાથ ઉપર જાણે એક ઊનુ ટીપુ પડ્યુ હોય તેમ તેને લાગ્યું. આનંદથી સહસા કિલકિલાટ કરતી તે કલગી હાથમા લઈ બહાર નીકળી આવી રામરતનને ગળે વળગવા દોડી . .

પણ, પણ, આ કોણ? આ તો શિવંભરકાકા! પણ તેમની આખમા આ બોરબોર જેવા આસુ કેમ?

"શિવભર કાકા, શિવંભર કાકા, રડો છો કેમ? આજ તો બાપાની જન્મતિથિ . . ."

વિધાતાનો હેતુ શો હશે?

# તેની પ્રતિમા

**રાત્રિઓના** આ અનંત ચક્રને કોઈ અંત જ ન હશે ? એનાં આર્દ્ર આતુર પગલાં કદી બંધ જ નહિ પડે ? શા માટે એ એક અખંડ લાંબી રાત્રિમાં નથી પરિણમતી ? સાચે જ રાત્રિઓની આ અનંત યાત્રા મને હવે ગાંડો કરી નાખશે. રોજ એ ને એ સ્મરણ લઈ એ આવે છે. રોજ એની એ કથા, રોજ એના એ નિશ્વાસ, રોજ એની એ હૃદયવ્યથા. એનો કોઈ દિવસ અંત જ નહિ આવે ?

પણ આ વિરાટની યોજનામાં હું તો અણુ જેટલો પણ નથી—અણુથી અણુ જેટલો પણ નથી—એમ છતાં શા માટે એ સંસ્મરણોથી રાત્રિ ગમગીન બનતી હશે ? અણુ જેવા માનવનું જીવનરહસ્ય વિરાટ કરતાં પણ વિરાટ છે એવો તો એનો અર્થ ન હોય ? અને જો એમ હોય તો મારી આ તીવ્ર વેદનાનું રહસ્ય જગત જાણે એ જરૂરનું નથી ? કદાચ એથી મારી હૃદયવ્યથા કંઈક હળવી પણ ન થાય ? પણ એવા કેવળ પારમાર્થિક કે સ્વાર્થી વિચારોનું મિશ્રણ પણ શા માટે કરું ? શા માટે જગતને સ્પષ્ટપણે ન જણાવું કે "તે હું ભૂલી શકતો નથી, મારાથી ભૂલી શકાતું નથી. આજ તેથી જગતના ચોકમાં ઊભો રહી આર્તનાદ કરું છું. એથી જો

તમારા આનંદમા વિક્ષેપ પડતો હોય તો કાને હાથ દેજો આંખને કટાળો આવતો હોય તો નેત્ર મીચી દેજો. પણ કૃપા કરી મારું એ વેદનાનુ પખી પાખ ફફડાવી ઊડવા મથે છે તેની પાખને મૂળથી જ મા તોડશો."

ચાલીસ શરદોનાં આંસુએ એ સ્મૃતિને ધોઈ ધોઈ વધુ ઊજળી, વધુ નિર્મળ બનાવી છે કાળની અનતતામા લીન થતા એથી યે વધુ ઉજ્જ્વલ એ કેમ ન બને? અને જે આજે વણઉકેલ્યું રહ્યુ છે તે ત્યારે આપોઆપ ઉકલી જશે એવુ કેમ ન બને? એથી ભાઈ, આજ આ રાત્રિને હું એ જ પ્રાર્થું છુ કે "ભલે બીજા કોઈને માટે નહિ તો મારે માટે તારો રથ ઘડીક થંભાવ તારા એ તિમિરાચ્છાદિત રથમા મને લઈ લે મારાથી એ નથી સહેવાતુ મૃત્યુની એક લાણી તદ્રામા મને ડૂબાડી દે"

આજ હવે વર્ષોથી મૂગી બની પ્રાણના અગાધ ઊંડાણમા સતાઈ રહેલી એ વાણી ભલે પાંખ ફફડાવી જગતમા વિહરે જગત ભલે એ ઉપર તિરસ્કાર વર્ષાવે કે આંસુ મારે, પણ તેણે જાણવુ જ જોઈએ કે જે ઉરને અડધી સદીથી પણ વધુ લાબા સમય સુધી તેણે નિભાવ્યુ હતુ તે ઉર તે ઉપકારના બદલામા પોતાના પર ઝૂલતા સ્મરણોના મણિથી ધવાઈ ધવાઈ આજ પોતે જ તેના ચરણમાં ઝૂકી એ મહામૂલ્ય મણિ તેને ધરે છે

મે પ્રથમ જ્યારે આ જગતનો પ્રકાશ જોયો ત્યારે આનંદની એક મધુર વીણા જાણે વિશ્વના અણુ અણુમાં ગાજી ઊઠી. વત્સલ માતપિતાને તો લાગ્યું કે આનદઘન કુજવિહારી મુરલીધર કાનકુવરે જ પાછા પધારી તેમના ઘરને ઉજાળ્યુ મારા પારણાને માણિકયો શીતળ તેજે રાત્રે સુહવતા—દીપકનો પ્રકાશ મારાથી શે વેઠાય? મારે માટે રમવાના રમકડા પણ ફૂલોના જ બનતા, મારે

માટે એક નવી ફૂલવાડી પિતાજીએ કરાવી લક્ષ્મીને ખોળે વિકસતા એક મધુર સ્વપ્નની જેમ મારું બાલ્ય ખીલ્યું.

કાળના અનેક ઘા જેવી આ કરચલીઓમાથી પણ તમે જોઈ શકશો કે જગતની હરકોઈ વ્યક્તિ ગર્વ લઈ શકે એટલી તેજસ્વિતા, એટલી આકર્ષકતા, અને એટલુ સૌદર્ય એક કાળે એમા હશે. મને બરોબર યાદ છે કે જ્યાં જ્યાં હુ જતો ત્યા સહુ કોઈ ધારીધારીને મારા તરફ જોતું—અને જાણે કોઈ મંગલ વસ્તુને જોતા હૃદયમાં એક પ્રકારની પ્રસન્નતા જાગે તેવી પ્રસન્નતા તેમના મુખ પર દેખાતી ગમે તેવી રૂપગર્વિતા પણ એક વાર મારા સ્મિતને માટે પ્રાણ પાથરવા તૈયાર થાય એવું તેજસ્વી મારુ યૌવન વિકસતુ હતું માતપિતા મારે માટે કોઈ જીવનસહચરી શોધવાની ચિંતામા હતા, પણ મારું હૃદય અન્યત્ર જ હતું

વીણા સાચે જ વીણા હતી તમે વીણાનુ સગીત તો સાભળ્યું છે ને?—મૃદુ અને સૌમ્ય તેને હુ કઈ રીતે વર્ણવુ? શું વખાણુ? તેનું હૃદય કે તેનો દેહ? વિશ્વપકમાથી જાગેલી તે એક કોમલ સુંદર કમલિની હતી. જેટલો તેનો પ્રાણ સુદર હતો તેટલુ હૃદય નિર્મળ હતું, બુદ્ધિ તેજસ્વી હતી, અંગ લાવણ્યમય હતુ તેવુ મુખ જગતમા મે બીજું નથી જોયુ. પૂર્ણિમાના પ્રફુલ્લ વદનની ઉપમા આપતા તેને ભાગ્યે જ ન્યાય થાય એક સહસ્ર ચદ્રોનુ સૌદર્ય એક ચંદ્રમા આવી સમાયુ હોય અને તેનુ કલક સકોચાઈ જાણે એક બિદુ—એક તલ જેવુ બની ગયુ હોય એવી જો તમે કલ્પના કરી શકો તો કદાચ વીણાના મુખની કંઈક ઝાખી થાય તેના એ અપૂર્વ વદનને સર્જી વિધાતા પોતે પણ એટલો મુગ્ધ બન્યો કે આનદમા તેણે "અહો! સૌદર્યની પરિસીમા—સૌદર્યનુ પૂર્ણવિરામ!" એમ બોલી તેને એક ગાલે પૂર્ણવિરામ જેવો

એક તલ મૂકયો એવી એ વીણાને જોતાં જ મારા હૃદયના તારો ઝણઝણી ઊઠતા–મારા પ્રાણમા ભાવનાઓ, ઊર્મિઓની છોળ ઊછળતી.

વીણા જોડે મારે ઓળખાણ થયુ. ઓળખાણમાંથી સુખદ મીઠી મૈત્રી પ્રગટી. અમે અનેક વખત મળતા, અનેક વખત કલ્લોલ કરતા. પણ હમેશ અમારુ વર્તન મર્યાદિત—જાણે બે પુણ્યની શિખાઓ એકબીજાને અજવાળવા મથતી.

ધીમેધીમે એ ગાઢ સંબધ છતાં મને જાણે એમા કંઈક ઊણુ છે, કઈક અધૂરુ છે એવી લાગણી થવા માંડી–એવો અસંતોષ થવા માંડ્યો. વીણા સાથે એકતા સાધવા—વીણામય થવા મારુ ઉર ઝખવા મડ્યુ. એ માટે તો પત્ની કરતાં સહેજ પણ ઓછો સબંધ હોય એ કેમ ચાલે?

પણ તે વાત હું તેને કદી પણ ન કહી શકયો. તમે કોઈ વખત કોઈ નાજુક દીપમાળા જોઈ છે? તેના પર મુગ્ધ બન્યા છો? તેને તમારા અંતરમા ઉતારી દેવા કદી ઝંખના જાગી છે? તેને તદ્દન નિકટથી નિહાળવા—અને તેટલી નિકટતાથી તેનો પ્રકાશ-સારભ ઝીલવા તેની નજીક તમારું વદન તમે લઈ ગયા છો? તે વખતે અજાણતા તમારાથી તમારો શ્વાસ બધ નથી થઈ જતો? રખેને તે નાજુક દીપમાળાને ને શ્વાસ બુઝાવી દે! મને પણ તેમ જ થતું અનેક વખત મારા હોઠ પર એ શબ્દો આવતા—પણ એ દીપિકા કદાચ બુઝાઈ તો ન જાય? હાય! દુર્ભાગ્ય!

એક દિવસે મને ખબર પડી કે વીણાના માતપિતાએ તેના વિવાહ નક્કી કર્યા છે ત્યારે મારા માથા પર કેવો વજ્રપાત થયો હશે તે તમે સહેજે કલ્પી શકશો. શા માટે મે વીણાને તે ન કહ્યુ? પણ હવે પસ્તાવો કર્યે શુ વળે! એક ભગીરથ પ્રયત્ન કરી મેં વીણાને અંતરથી આશીર્વાદ દીધા· "વીણા, સુખી

રહેજે—તારું સુખ સદા ય અખડ રહેજો. મારી ભગ્ન સ્વપ્નની નાવ ભલે નિરાશાના ખડકોમાં અથડાઈ અંધકારના ઉરમા સદાને માટે ગરક થાય. તારા સુખની હું કદી ઈર્ષ્યા નહિ કરુ."

પણ વીણાનું એ સુખસ્વપ્ન માત્ર બે જ વર્ષમાં ખંડિત બન્યુ. તેનો સૌભાગ્યદીપ બુઝાઈ ગયો. વીણા મારે માટે એક અખડ કરુણ કાવ્યરૂપ બની ગઈ.

તેના લગ્ન પછી પણ અમારી મૈત્રી અખડ જ રહી હતી. પણ તેને માથે આવી પડેલી આ અણધારી આફત પછી તો હું તેની વધુ ને વધુ નિકટ રહેવા લાગ્યો. પણ મારા હૃદયમા મારી પેલી જૂની અભિલાષાઓ જાગ્રત થઈ. જે હૃદયમા એકવાર વીણાની પ્રતિમા સ્થાપી હતી તેમા અન્યને સ્થાન આપી તે પ્રતિમાને કલકિત ન જ કરાય એવો દૃઢ સંકલ્પ કરી મે પિતાજીને વીણાના લગ્નદિવસે જ સ્પષ્ટ શબ્દોમા જણાવી દીધુ હતું કે આજીવન હું અવિવાહિત જ રહીશ. પણ વીણાના પતિનુ અવસાન જેમજેમ જગતના સ્મરણપટ પરથી ભુસાતુ ગયું, તેમતેમ વીણા માટેની મારા ઉરની ઝખના વધુ ને વધુ સચેત બનવા માડી અનેક વખત હું ઉગ્ર મનઃસંયમ કેળવવાની ચેષ્ટા કરતો, પણ, તે ચેષ્ટામાત્ર જ હતી. મારા એકેએક સ્વપ્નની અધિદેવી વીણા બની.

એક દિવસ અમે બન્ને વાતો કરતા બેઠાં હતા. આંબાની મજરીની મૃદુ સોડમ વાતાવરણમા લહેરાઈ રહી હતી. ક્યાંકથી ક્ષણેક્ષણે કોઈ કોયલ મધુર ટહુકાથી પ્રાણની કુંજ નિકુજને ગજાવી રહી હતી. અસહાય બની વીણાનો ગૌર મૃદુ હાથ મેં મારા હાથમા લીધો. મારી આખમાં રહેલી ભાષા તેણે વાંચી. તેણે તેનો હાથ પાછો ન ખેચ્યો. તેના પ્રાણના ઊંડાણમાથી માત્ર એક શબ્દ ઝર્યો: "ભાઈ!" કેટલો મધુર છતા કેવો કરુણ!

એક મૂક નિ:શ્વાસ સહ તે હાથ મે મૂકી દીધો. કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે દિવસે હું ઘેર ચાલ્યો આવ્યો.

વારંવાર એ પ્રસંગ મારી સ્મૃતિમા તરી આવતો. હૃદયની ઊર્મિઓ ઉપર વિજય મેળવવા મારે હવે સતત વિગ્રહ જ કરવો પડતો; પણ વીણાનો મારા પ્રતિનો પ્રેમ તેવો જ ગાઢ, તેવો જ મૃદુ અસ્ખલિત પ્રવાહ જેવો વહ્યે જતો હતો, અને એ પવિત્ર જાહ્નવીને કિનારે ઊભા રહી તેનાં શીકરોથી હું પણ મારા હૃદયને વધુ ને વધુ નિર્મળ કર્યે જતો હતો

પણ ભાઈ, એ વિગ્રહ કેવો ભયકર છે! હૃદય તો છે માત્ર એક મૂઠીમાં સમાઈ જાય એવડું, પણ તેમા ભભૂકતો વહ્નિ સાગરના સાગરોને પણ શોષી લે એવો નથી? વીણાના વર્તનમાં એવુ કંઈક વિચિત્ર હતું કે જેથી વારંવાર મારુ કુતૂહલ જાગતુ તેના દીવાનખાના પાસેના એક ખંડને તે હમેશ બંધ રાખતી; કદી પણ તેમા તેણે કોઈને જવા દીધા ન હતા. એ ઓરડામા શું હશે તે જાણવા મને અનેક વખત કુતૂહલ જાગતુ! પણ તેને પૂછવાની મારી હિમત ચાલતી નહિ. એક દિવસ હું ગયો ત્યારે તે દીવાનખાનામાં ન હતી પેલા ઓરડા તરફ મે નજર નાખી તો બહારથી તેને આગળો વાસ્યો ન હતો હુ તે ઓરડા નજીક ગયો. બારણાની તરડમાથી મે નજર નાખી અંદરનુ દૃશ્ય જોના જડ પૂતળા જેવો હું બારણા પાસે જ સ્થભી ગયો અંદર મે એ પ્રતિમા જોઈ· વીણાની અને તેના પતિની કેટલી બધી જીવન્ત તે લાગતી હતી! જાણે હમણાં તેનાં નેત્રો પલકશે– જાણે હમણાં બન્નેના અતર એકબીજા આગળ પ્રેમના એક અપૂર્વ મધુર સંગીતસહ ઊત્કડી જશે! વીણાએ જાણે એ ખંડમાં પોતાનું જીવનસ્વર્ગ રચ્યુ હતું. મેં તરડમાથી જોયું ત્યારે વીણા તેના પતિની

પ્રતિમા સામે બેસી અત્યંત ભાવપૂર્ણ સંગીત કરી રહી હતી. તેના મુખ ઉપરનો ભાવ, તેની રેખારેખામાં તરવરતી આર્દ્રતા, અને તેના નિર્મળ આત્મા જેવી તેના આખા અંગમાંથી નીતરતી સાત્વિકતા હું કઈ રીતે વર્ણવું! પણ આ શું?—એ ગાન વીણા કરતી હતી કે તેની પ્રતિમા? શું મને ભ્રમ થતો હતો? ઘડીભર વીણા તરફ, તો ઘડીભર તેની પ્રતિમા તરફ હું જોવા મંડ્યો—ગાનાર એક જ હતું, છતાં હું નક્કી કરી શકતો ન હતો કે કોણ એ ગાઈ રહ્યું હતું? અને ગાનના જુદા જુદા ભાવ સાથે જાણે પ્રતિમાના મુખ ઉપર પણ ભાવ બદલાતા હતા, એવો મને ભાસ થયો! અને એ ગાન કેવું અદ્‌ભુત, કેવું ભાવપૂર્ણ! એ સાંભળતા કોણ કહી શકે કે વીણાનો પતિ વિદેહ થયો હતો? વીણા ગાતી હતી:

"પ્રીતમ, આ તે કેવી તારી રમત! રજનીમાં મને નિદ્રાને અંકે એકલી ત્યજી જતાં તારા હૃદયમાં કંઈ જ ન થયું? ના, ના; આમ તને શાને દોષ દઉં? આજ કેવો તું મારા ગાનને તે કાંઠે ઊભો છે! આજ કેવો તું દૂર—સુદૂરથી પણ દૂર, નિકટ—અતિનિકટથી પણ વધુ નિકટ જેવો મારા પ્રાણમાં કોઈ અકથ્ય આતુરતા—કોઈ વિરલ ઊર્મિ જગાડી રહ્યો છે! મારું પ્રત્યેક ગાન તારા ચરણના તીરપ્રાન્તમાં આજ વેદનાની એક મીઠી સ્મૃતિ સાથે લીન થાઓ! જીવનસર્વસ્વ, તું તો સદાને માટે બંધાઈ ગયો છે ને આમ સહજમાં ક્યાંથી છૂટી શકે? અને હવે તો હૃદય એવું પરિપૂર્ણ બન્યું છે કે એમાં 'તું મારો છે' એવી લહરીની પણ અપેક્ષા નથી રહી—કેવું બધું પ્રસન્ન, શાન્ત, આપણા શાન્ત અમર સ્નેહ જેવું! મારું ગાન આજ તને જ જુએ છે, તને જ પામે છે, તુંમાં જ લીન થાય છે—જીવનકલાધર!"

આ તો માત્ર તે ગાનનો આછો ધ્વનિ થયો! તેની કાવ્યમય

ગેય મધુર પંક્તિઓ મેં જીવનમાં પહેલી અને છેલ્લી વાર—એક જ વખત સાભળી એટલે તેના ભાવ સિવાય વિશેષ કંઈ યાદ રહી શક્યું નથી. પણ તેમાં રહેલો કોમલ ગંભીર ભાવ—કેવો અદ્દ્ભુત, કેવો અપૂર્વ હતો! તેનુ બીજું ગીત પણ એવુ જ ભાવપૂર્ણ હતુ. વીણા ગાતી હતી:

"શી ધન્યતા! કેવુ સદ્દ્ભાગ્ય! આ તો શ્યામની બંસી! આજ હવે એને સ્વરની પણ શી અપેક્ષા! કોઈ ધન્ય સુદિને જ્યારે શ્યામે એને અધરે અડાડી ત્યારે આખા વિશ્વનું સંગીત તેણે તેમા ભરી દીધુ ન હતુ? શ્યામ, રખે એને ગર્વ લેખતો—આ તો તારી જ બંસી તારા જ શ્વાસે એ જાગે છે, તારા જ સૂરે એ ગાજે છે, તુ જ એનુ જીવન છે—હૃદયેશ! શ્યામ, કોઈ અવરને હાથ એ ચડે તો એના શતધા ટુકડા થાઓ—તારી જ એ બસી—એક તારા જ શ્વાસે જાગે!.."

વીણાનો પતિ એક પ્રતિભાસંપન્ન કવિ અને ભારે સગીત-રસજ્ઞ હતો. શું વીણા આજ તે સ્મૃતિ જાગ્રત કરી તેના પતિને રીઝવી રહી હતી? કેવું મંગળ—કેવું પવિત્ર એ દૃશ્ય! એ પવિત્રતાના વાતાવરણમા મને મારી હીનતાનુ ભાન થયું. વીણાને સ્વપ્ને પણ ખ્યાલ હશે કે તેના વિશ્વાસનો, તેના સ્નેહનો, તેના આતિથ્યનો દ્રોહ કરી તેના જીવનના એક કોમળતમ તાર સાથે હુ ચોરની જેમ રમત કરી રહ્યો હતો! મારા હૃદયને એક ભારે નૈતિક આઘાત લાગ્યો. હુ તરત જ ખુરશી પર પડ્યો, પણ એ દૃશ્યનુ વાતાવરણ મારા આખા પ્રાણમાં ગુંજી રહ્યું.

*

આ ઘટના પછી મેં મારા મન ઉપર અંકુશ મેળવવા સતત યત્ન આદર્યો; પણ જેમજેમ હુ એ યત્ન કરતો ગયો, તેમતેમ

મારી અસ્વસ્થતા વધતી ગઈ દિવસરાત મને એક પ્રચંડ અગ્નિ-શિખા તાવવા મંડી. હુ ગમગીન અશાન્ત બની જતો. વીણા તો તેની હમેશની સ્નેહાર્દ્રતા વડે મારી એ ગ્લાનિને દૂર કરવા પ્રયત્ન કર્યા જ કરતી. કેવી તેની મૃદુતા, કેવી સહૃદયતા ! હાય ! શા માટે એ દૈવી નાજુક કુસુમને તેની અમર લતા ઉપરથી તોડી મારા સ્થૂલ, પાર્થિવ, દુન્યવી હૃદય સરસું ધરવાની મને તૃષ્ણા જાગી ! આખા બ્રહ્માંડને ભરી દેતો તેનો એ શુદ્ધ પ્રેમ મારે માટે પર્યાપ્ત ન હતો ? પણુ હુ અસહાય હતો—મારી વેદનામા બળીઝળી રહ્યો હતો: હુ એકલો જ રોતો, એકલો જ જળતો વીણા બીચારી મારી દયા ખાતી, વધુ ને વધુ મૃદુતા તે મારી ઉપર ઢાલવતી

એક દિવસ સાંજે હુ વીણાને ત્યાં ગયો. વીણા બહાર ફરવા ગઈ હતી, પણ તરત જ પાછી આવવાની હતી એટલે તેની રાહ જોતા હું દીવાનખાનામાં બેઠો એવામા કોણ જાણે કેમ પણ મારા મનમા એક વિચાર જાગ્યો. મને પેલા ખંડમાં જવાનુ મન થયુ તમે જરૂર કહી શકો કે કેવો અધમ—કેવો હીન હુ હતો ! તમારા કહ્યા વિના જ હુ એ સ્વીકારી લઉ છુ. પણ હુ શુ કરુ ? મારી બધી વિવેકશક્તિએ મારી રજા લીધી હતી યત્રવત્ હુ પેલા ઓરડામા ગયો—વીણાના પવિત્ર સ્વર્ગમા જાણે એક પાપ-છાયા પ્રવેશી. જેની જીવન્ત પ્રતિમા આ જીવનમા તો હું કદી પામી શકવાનો નથી તેની સ્થૂળ પ્રતિમા પણ જો હુ એક વાર પૂજી શકું ! એકવાર તે નીરવ પ્રતિમા આગળ મારો સ્નેહ વ્યક્ત કરી શકું ! હુ વીણાની પ્રતિમા પાસે ગયો, તેની સામે ઘૂટણીએ પડ્યો. તેના હાથ ઉપર અસંખ્ય સ્નેહચુંબન મે વર્ષાવ્યા. હુ બોલ્યો: " વીણા, હુ હીન છું, દીન છું, મારી આ દુર્બળતા માફ કર ! તુ ભલે મારા તરફ ન જુએ—માત્ર એક વાર—એક

જ વાર મારો મૂંગો પ્રેમ સ્વીકાર ! વીણા, આ મૂક ઉરની ભીતર કેવી એક ઊંડી તીવ્ર વેદના જાગે છે તે જો, વીણા ! . . " પણ એકદમ મારા હૃદયમાંથી એક આહ નીકળી ગઈ—શું એ પ્રતિમાની આંખમાથી આસુ સર્યું ? : સ્નિગ્ધ, દયાભર્યું, અનુકમ્પાભર્યું, કરુણ ! જાણે મેં કંઈક તોડી નાખ્યું હોય, કંઈક ભાગી નાખ્યુ હોય, એવી એક અસહ્ય વેદનાસહ હુ દીવાનખાના તરફ દોડ્યો. આ શી ઘેલછા મને થઈ આવી ! . પણ આ શુ ! દીવાનખાનામાં સામે જ વીણા ઊભી હતી તે જ આંસુ. સ્નિગ્ધ, દયાભર્યું, અનુકમ્પાભર્યું, કરુણ ! . . ન હુ કઈ બોલ્યો, ન વીણા બોલી સ્વપ્નમાં ચાલતા માનવીની જેમ હુ ઘેર આવ્યો. મારુ ઉર ભારે હતુ.

મોડી રાત સુધી મને ઊંઘ ન આવી મારો પ્રાણ અશાન્ત હતો આજ જો મૃત્યુ આવે તો કેવા ઉમગકાથી, કેવા સ્નેહથી હું તેને ભેટુ તેની જ ઝખના કરતો, તેની પ્રાર્થના કરતો દુ ખથી, થાકથી અંતે હુ ઊંઘ્યો

" ભાઈ ! " જાણે મને સ્વપ્નમા કોઈ બોલાવી રહ્યુ હતું. કેવો મધુર, અનુકમ્પાભર્યો, સ્નેહભર્યો બોલ ! વીણા મને બોલાવી રહી હતી—સાક્ષાત્ કરુણતાની મૂર્તિ જ જાણે મારી સામે આવી. મારા લલાટ પર તેણે તેનો મૃદુ હાથ ફેરવ્યો. " ભાઈ, માનવજીવન જો જગતમા સંવાદના સૂર ન સર્જી શકે તો તે અર્થશૂન્ય છે એટલુ જ નહિ પણ જગતને ભારરૂપ છે. તારા જીવનવિકાસમા હુ આડે આવુ છું હુ ઇચ્છતી હતી કે તારુ હૃદય મને ભૂલે–તેની જૂની વાસના શુદ્ધ જ્યોતિમા પરિણમે. પણ દેહની કનકશૃંખલામા બેઠાબેઠા મે એ સ્વપ્ના સેવ્યા. એ કનકમા ભભક રહેલી છે તે તો હું ભૂલી જ ગઈ. ભાઈ, આજ તારા સાત્ત્વિક જીવન અર્થે એ શૃંખલા હું ફેંકી દઉં છુ . તારી ત્યાં રાહ જોઈશ. તે

અનંત, વિમલ જ્યોતિમાં—ત્યા આ દેહની વાસના, દેહનાં બંધનો નથી. ગરીબ—ગરીબ ભાઈ. ." દયાનું, કરુણતાનું વીણાની આખમાંથી આસુ ઝર્યું હું ઝબકી જાગી ઊઠ્યો. મારુ હૃદય ધ્રૂજતુ હતુ એક ભયભરેલી શંકા મારા હૃદયને ઘેરી વળી—જાણે મેં મારે હાથે વીણાની જીવનદોરી તોડી નાખી હું અકળાયો ક્યારે પ્રભાત પડે કે વીણાને ઘેર દોડી જઇ તેના પગમા પડી મારાં બધા પાપોની માફી માગુ પણ હાય દુર્ભાગ્ય ! તેને ઘેર હુ જાઉ તે પહેલા જ વીણાની માસીની દીકરી આસુભરેલી આંખે મારી પાસે બેબાકળી જેવી આવી, અસહાયતાથી મારે ખભે માથુ નાખી રડી પડી: " ભાઈ, બહેન ગયા . . ."

મહાપ્રયત્ને હું મને આવતી મૂર્છા ટાળી શક્યો. ગભરાતે અવાજે મે પૂછ્યું: " કેવી રીતે? શાથી ? "

" રાતે સૂતા તે ફરી ઊઠયાં જ નહિ ડોક્ટર કહે છે કે તેમનું હૃદય અટકી પડ્યું . ' તેના ડૂસ્કા માતાં ન હતા.

આ પછી મારે માટે જીવનનો શો અર્થ હતો ? શા માટે મેં તેનો અંત ન આણ્યો ? વીણાએ જ તેમ કરતા મને અટકાવ્યો. જાણે તેણે મને કહ્યુ " આત્મહત્યાએ દેહની વાસના નહિ મરે, એ તો પશ્ચાત્તાપના નીરે જ ધોવાય "

અને કોણ કહી શકે એ ખોટુ હતું ? . . .

મારી એ વેદનાનો બોજો આજ હવે જીવનસધ્યાને આરે બેસી જગતને ચરણે ધરી યાચુ છું: " વિદાય દો, ભાઈ, વિદાય ! " રાત્રિની નીરવ વીણા આજ પ્રયાણઘડીએ સ્મરણોની સુખદ વેદનાના આતુર સ્વરે ગાજી ઊઠી છે. કોટિક કોટિ મૃત્યુઓના સાક્ષી આ તારાઓ આજ અનિમેષ નેણે તેડી રહ્યા છે રજની, જે જે કંઈ અશુભ છે, જે જે મલિન છે, જે જે અમગળ

છે તેને તારા ધરિત્રી જેવા ઉરમાં કુબાડી વ્યથાની કલ્યાણમયી આઘાતપરપરાથી ઉષાનુ નિર્મળ મોતી જગાડ. વીણા, તારા શુચિ સ્નેહની, અખૂટ ક્ષમાની, ભાવભર્યા વાત્સલ્યની સ્નિગ્ધ લહરીએ લહરીએ આજ મારી જીવનનાવના શઢને પ્રફુલ્લ કરી દે તું વિણ કોણ મારી ભગ્ન સ્વપ્નની નાવને તારે? વીણા, શુચિસ્મિતે, કલ્યાણમયિ . . .

કોણ કહેશે વેદના ચિર—ઇપ્સિત સુખની પરિસીમા—પૂર્ણાહુતિના મંગળ વદનને શોભાવતો આનંદ-કિરીટ નથી?

# મહમદ ચાચા

"કોણ એ? ઓ! ઓ! મૂકી દે! મૂકી . . ." પોતાની આંખને દબાવી રહેલા હાથ ઉપર નખ દેતી મારી પાંચ વર્ષની દીકરી નયના પોતાનું ગુસ્સાભર્યું વાક્ય પૂરું કરે તે પહેલાં તો તેના એ પ્રશ્ન પૂછતા મુખમાં અંગૂરના ત્રણ દાણા જઈ પડ્યા, અને તેના અમૃતમીઠા સ્વાદમા તે પોતાની આખને કોઈ દબાવી રહ્યુ છે તે પણ ક્ષણભર ભૂલી ગઈ.

મહમદ હાથ છોડી પોતાના બીજા હાથમાં દ્રાક્ષનો લૂમખો નયના સામે ધરી હસી પડી બોલ્યો

"કેવી બીની, નીની! તે ધાર્યું કે કોઈ ચોર આવ્યો, નહિ?"

નીનીના મુખમા હજુ પડેલી દ્રાક્ષનો સ્વાદ તાજો જ હતો. અને બીજો ઝૂમખો હજુ સામે લટકતો હતો તે જોતાં પોતે ગભરાઈ ગઈ હતી એવુ મહમદ ચાચાને લાગ્યુ એ પોતાને શરમાવા જેવું છે એવુ તેને લાગ્યું હોય, કે પછી તેના બાલમાનસને કોઈ બીજો વિચાર આવ્યો હોય—પણ પોતાના નાનકડા નાજુક હાથે મહમદના ખમીસની બાંયનાં બોરિયા સાથે રમત કરતા તે બોલી.

"જાવ મહમદ ચાચા, તમે તો છો જ ગાંડા. હું ક્યાં બીની'તી?"

છે તેને તારા ધરિત્રી જેવા ઉરમાં ડુબાડી વ્યથાની કલ્યાણમયી આઘાતપરંપરાથી ઉષાનુ નિર્મળ મોતી જગાડ. વીણા, તારા શુચિ સ્નેહની, અખૂટ ક્ષમાની, ભાવભર્યા વાત્સલ્યની સ્નિગ્ધ લહરીએ લહરીએ આજ મારી જીવનનાવના શઢને પ્રફુલ્લ કરી દે તુ વિણ કોણ મારી ભગ્ન સ્વપ્નની નાવને તારે? વીણા, શુચિસ્મિતે, કલ્યાણમયિ . . .

કોણ કહેશે વેદના ચિર—ઇપ્સિત સુખની પરિસીમા—પૂર્ણાહુતિના મંગળ વદનને શોભાવતો આનંદ-કિરીટ નથી?

# મહમદ ચાચા

"કોણ એ? ઓ! ઓ! મૂકી દે! મૂકી . . ." પોતાની આંખને દબાવી રહેલા હાથ ઉપર નખ દેતી મારી પાંચ વર્ષની દીકરી નયના પોતાનું ગુસ્સાભર્યું વાક્ય પૂરું કરે તે પહેલાં તો તેના એ પ્રશ્ન પૂછતા મુખમાં અંગૂરના ત્રણ દાણા જઈ પડચા, અને તેના અમૃતમીઠા સ્વાદમા તે પોતાની આંખને કોઈ દબાવી રહ્યું છે તે પણ ક્ષણભર ભૂલી ગઈ.

મહમદ હાથ છોડી પોતાના બીજા હાથમાં દ્રાક્ષનો લૂમખો નયના સામે ધરી હસી પડી બોલ્યોઃ

"કેવી બીની, નીની! તેં ધાર્યું કે કોઈ ચોર આવ્યો, નહિ?"

નીનીના મુખમાં હજુ પડેલી દ્રાક્ષનો સ્વાદ તાજો જ હતો. અને બીજો ઝૂમખો હજુ સામે લટકતો હતો તે જોતાં પોતે ગભરાઈ ગઈ હતી એવું મહમદ ચાચાને લાગ્યુ એ પોતાને શરમાવા જેવું છે એવું તેને લાગ્યું હોય, કે પછી તેના બાલમાનસને કોઈ બીજો વિચાર આવ્યો હોય—પણ પોતાના નાનકડા નાજુક હાથે મહમદના ખમીસની બાંયના બોરિયા સાથે રમત કરતા તે બોલીઃ

"જાવ મહમદ ચાચા, તમે તો છો જ ગાંડા. હુ કયાં બીની'તી?"

" ના, ના; મારાં નીનુબહેન કંઇ બીએ ? એ તો બીજાને બીવડાવે, ખરું ને ? હેં નીનુ, પેલો વાઘ કેવો દેખાતો હતો—તે દિવસે પેલો રાણીના બાગમા જોયેલો તે ?"

નીનીએ તરત જ પોતાના ડાબા હાથનો અંગૂઠો નાક ઉપર મુકી, વચલી આગળી લલાટે અડાડી, જીભ બહાર કાઢી, જરા ડોળા ચડાવી જાણે વાઘ ઘૂરકતો હોય તેવો અવાજ કાઢવા માંડ્યો. મહમદ ધ્રૂજવા મડયો, તેના હાથમાંથી દ્રાક્ષ જાણે પડી જશે એમ લાગ્યુ તે બોલવા મડયોઃ

" ઓ નીનુબહેન, નીનુબહેન, આ વાઘ મને કરડે છે, આ વાઘ મને ખાઈ જશે. નીનુબહેન ! નીની ! નીની !"

નીનીને તો જાણે શૂર છૂટયું. એકદમ તે મહમદના શરીર ઉપર ધસી ગઈ. દ્રાક્ષ પોતાના હાથમા સહીસલામત રાખી તે ઢળી પડયો, તેણે આખ મીચી દીધી, અને સાચેસાચ જ જાણે તેને વાઘ ખાઈ જતો હોય એવો દેખાવ કરી શ્વાસોચ્છ્વાસ પણ તેણે અટકાવી દીધા નીની એકદમ તાળી પાડી કૂદવા લાગી. તેનુ હસવું કેમે કરી માતુ ન હતુ, અને એટલા જોરથી તે હસતી હતી કે તેને જે કંઈ કહેવું હતુ તે પણ તે સ્પષ્ટ રીતે બોલી શકતી ન હતી " કેવા બીના ! કેવા બીના ! ઓ મહમદ ચાચા, વાઘ જતો રહ્યો, જુઓ તો ખરા, વાઘ જતો રહ્યો. "

પણ મહમદ શેનો આંખ ઉઘાડે ? એટલે નીની નીચે ઝૂકી. તેણે મહમદને ઢઢોળ્યો, પણ મહમદ તો હજુ જાણે વાઘે કચરી નાખ્યો હોય તેમ જ પડયો હતો. એટલે નીનીએ તેની આંખના પોપચાં પોતાની નાની આગળીએ ઉઘાડયા, અને હસી પડીઃ " જુઓ જુઓ, કયા છે વાઘ તે આમ ગભરાઈ ગયા ?"

મહમદે ભય હવે ઓછો થયો હોય એવો દેખાવ કર્યો. “ હેં નીનુબહેન, વાઘ જતો રહ્યો ? ”

“ હા, હા, નાસી ગયો. ” નીનીએ મહમદનું વાક્ય સુધાર્યું.

“ પણ મને તે ખાઈ ગયો હતો ને ? ”

“ મારા દેખતા તેની તાકાત છે ? ”

“ ઓહો, હો ! મારા નીનુબહેને મને બચાવ્યો, ખરું ? ”

અને બન્ને જાણે કોઈ બે ગાંડાં ભેગા મળ્યાં હોય તેમ કંઈ કેટકેટલા વખત સુધી ખડખડાટ હસ્યા જ કરતા. આ પ્રસંગ આજે કંઈ પહેલી વાર બન્યો ન હતો, લગભગ રોજ દિવસમાં એક બે વખત તો તે હોય જ. પણ કોણ જાણે એ બેને એમાથી હમેશ શું નવો રસ મળતો કે એના વિનાનો જો એકાદ દિવસ તેમનો જાય તો બન્નેને કદાચ ખાવાનું પણ નહિ ભાવે.

મહમદ મારા બધા કારીગરોમાં કુશળમાં કુશળ કારીગર હતો તેના બાપ અને દાદાએ પોતાની બધી શક્તિ, બધી કારીગરી, બધી કલા આ જ પેઢીને ચરણે વફાદારીથી ધરી હતી, અને મહમદે પણ તેના બાલ્યથી તે જ નિષ્ઠાથી કામ કર્યું હતું. મહમદ જ્યારે જરીનું કામ કરવા બેસતો ત્યારે જાણે તે કોઈ જાદુ કરતો હોય એવું લાગતું સોનાના તારોને તે એવી રીતે ગૂંથતો, તેમાંથી એવી ભાત ઉપજાવતો કે જાણે ફૂલ જે નાજુક તત્ત્વના બને છે તે તત્ત્વમાંથી કોઈએ એ જાદુભરી આકૃતિ સર્જી હોય એવુ લાગતું એને જ લીધે આજે જરીના ધંધામાં અમારી પેઢી સૌથી પહેલી હતી. તેને લલચાવવા હરીફ પેઢીઓએ અનેક પ્રયત્ન કર્યા હતા હજારો રૂપિયાની તેને લાચ દેખાડવામા આવી હતી. પણ મેરુ ચળે તો મહમદ ચળે, અને લાચ આપનારને તે સીધું જ સંભળાવતોઃ

" ભાઈ, હું તો ઇન્સાનનો બેટો છું. સેતાનનો બેટો હોય તેને એ ખપ આવશે, મને એનો શો ખપ ?"

અને લાંચ આપવા આવેલા માણસોને પાછા કાઢી તે દિવસે કારખાનામા રજા હોય તો પણ તે આવતો, પોતાની જગ્યા ઉપર બેસતો, અને કંઈ કામ શોધી કાઢી પોતાના એકબે માનીતાં ભજન ગણગણતો તે ભજનોમા નેકી, યકીન, વફાદારી અને ખુદાની ખિદમતગારી સિવાય ભાગ્યે જ બીજો ભાવ આવતો. તે કવચિત કવચિત બોલતો. "અય મેરે માલિક, દુનિયાકી પાદશાહીસે તેરી ગદાઈ ભલી" સાચે જ, અમારા ઘરના સ્મિતનો પ્રકાશ પ્રભુના એ ઓલિયા જેવા પાક મહમદના હૃદયમાં ચમકતી ખુદાઇ રોશનીને આભારી હતો. અમારી સમૃદ્ધિમા અમારા કુટુબને આશીર્વાદ આપવા નીકળેલી એની શ્રદ્ધા અને નિર્દોષતાના જ મને દર્શન થતા એથી શીળીના ચાઠાવાળા એના ગાલને લાડમા કોઇ વખત નીની ખેચતી, એની દાઢી હલમલાવતી, અને અનેક પ્રકારના તેની સાથે વિનોદ કરતી તે નીનીની બાને કવચિત ગમતુ નહિ ત્યારે તેને હું હળવે રહી કહેતો " તું એમ માને છે કે રૂપમા માણસની ખાનદાની છે ? મહમદ કદરૂપો છે, પણ એના જેવુ રૂપાળુ હૃદય જગતમા બીજા કોનુ છે ?" અને મારા વચનમા હમેશ વિશ્વાસ રાખવા ટેવાયેલી નીનીની બાનો બધો સંશય ટળી જતો.

પણ મહમદ સુખી ન હતો એની પ્રાણપ્યારી મરિયમ અને એની આખોની રોશની જેવી હમીદાના મૃત્યુના ઘાએ એના ભર્યા જીવનમા એક ભયાનક, શુષ્ક, પ્રચડ અરણ્ય ખડુ કરી દીધું હતુ ઇન્ફ્લ્યુએન્ઝાનો ભોગ થઇ માત્ર સાત દિવસને અંતરે મા દીકરી બન્ને સીધાવી ગઇ તે પ્રસંગનો અત્યારે વિચાર કરતાં પણ મારા ગાત્ર મને શિથિલ થતા લાગે છે, અને આખા શરીરે હું

શીત અનુભવુ છું. ત્યારનું મહમદનું કલ્પાત ! ખુદાને તેનો ઠપકો—એ બધુ કઈ રીતે વર્ણવાય ? શું તેણે જિંદગીમાં કોઇનું ખૂરું કર્યું હતું ?–અરે ! ખૂરું કરવાનુ તો બાજુએ રહ્યું, મનથી પણ કોઇનું કોઈ દિવસે સ્વપ્નામાં પણ ખૂરું ઇચ્છ્યું હતુ ? પોતાના શેઠ પ્રત્યેની વફાદારીમાં કોઇ દિવસ જરા પણ ગફલતી આવી હતી ? અને ખુદાની બંદગીમાં કોઈ પણ દિવસ તે બેધ્યાન રહ્યો હતો ? તો ક્યાં પાપથી—અરે ! કયા છૂપાં વૈરથી ખુદાએ પોતાનો રોપ તેની ઉપર ઠાલવ્યો હતો ? અને જો રોપ જ કરવો હતો તો જેણે બીચારીએ હજુ જગતનો પૂરો પ્રકાશ પણ જોયો ન હતો, જેણે કદી પાપ તો શું પણ એ શબ્દના ઉચ્ચારમાત્રથી પણ પોતાના કાનને ભ્રષ્ટ થવા દીધા ન હતા એવી નિર્દોષ, એવી ભોળી, એવી મીઠી હમીદાને કેમ ઉપાડી લીધી ? પણ પાછું તેનું મન જ સમાધાન કરતુ. “ હા. પણ એવી ખુદાઇ રોશની આ બેનસીબના ઘરમાં હોય કે ખુદાના દરબારમાં ? મારા માલિકને તે ગમતી હતી; પછી આ ગરીબના ઘરમાં તે બીચારી કેમ રહી શકે ? ” આમ અનેક રીતે તેણે કલ્પાન્ત કર્યું.

એ આઘાત પછી તે અન્યમનસ્ક જેવો બની ગયો તે કારખાને આવતો, પણ થોડુંક કામ કરે નહિ તેટલામાં તેના મુખમાથી કયા તો ‘ મરિયમ ’ કયા તો ‘ હમીદા ! ’ ‘ હમીદુ ’ ‘ બેટી ’ એવા શબ્દો નીકળ્યા જ હોય તેનું ગમગીન મુખ જોઈ હુ પણ દુઃખી થઈ જતો જો કોઈ મને ઉપાય બતાવે તો તેનુ દુ:ખ ઓછું કરવા હું આભ અને પાતાળ એક કરવા તલસી રહ્યો હતો મારું દ્રવ્ય જો તેને કામ આવે તો તેનો છૂટથી લાભ લેવા હુ તેને કહું; પણ તે તો પૈસાને જોતો અને જાણે પાપને જોતો હોય એમ જ વર્તતો, રોકડ

બક્ષિસ તો તેણે કદી સ્વીકારી ન હતી. એથી મારે અનેક યુક્તિપ્રયુક્તિથી મરિયમ માટે કે હમીદા માટે વાર તહેવારે ભેટો મોકલાવી સંતોષ લેવો પડતો. અને તે ભેટોમાં હુ વધુમા વધુ કિંમતી વસ્તુઓ મહમદને કેમ આપી શકું એ વિચારમા મારે મારી ઘણી શક્તિ યોજવી પડતી; કારણ કે મહમદને જો વહેમ જાય કે મેં ઇરાદાપૂર્વક કિમતી ભેટ મોકલાવી છે તો તો પછી થઈ જ રહ્યું. તે ભેટ પાછી જ આવવાની. પણ મરિયમ અને હમીદાના મૃત્યુ પછી તો મારાથી ભેટનુ પણ શે નામ લઇ શકાય ? મને થયુ, એના દુ ખથી ભરેલા હૃદયને એના એ ખાવા ધાતા ઘરમા એકાન્ત લાગતું હશે, એથી અમારે ઘેર રહેવા આવવા મેં તેને ખૂબ આગ્રહ કર્યો, પણ તે મક્કમતાપૂર્વક એ આગ્રહ સાભળતા માથું ધુણાવતો "ભાઇ, હુ તો એ ઝૂંપડીમાં જ ભલો" એટલુ માત્ર તે બોલતો. પણ તેના હૃદયના ભાવ હું ઉકેલી શકતો. મારા જેવા ધર્મચુસ્ત વૈષ્ણવના ઘરમા મુસલમાન ! પછી લોકો મારા માથાનો એક વાળ પણ રહેવા દે ?—એવુ જાણે મારે માટે તેનુ મન વિચારી રહ્યું હોય એમ લાગતુ. વળી મરિયમ અને હમીદાની સ્મૃતિથી પાક થયેલી પોતાની ઝૂંપડી તે કેમ છોડી શકે ? આમ અનેક પ્રકારના મુલાયમ ભાવો તેના હૃદયમા ભર્યા હતા આવા પુરુષને મારા જેવો દુનિયાદારીમા રાચતો હોય તે માણસ શુ કહી શકે, કઈ રીતે તેનુ દુ ખ દૂર કરી શકે ? આમ ચારપાચ મહિના સુધી તો મહમદના મુખ ઉપર એ જ ગમગીની, એ જ નિરાશા, અને એ જ વિષાદની છાયા હતી. પણ એક દિવસે બહારથી આવતા હુ જરા થભી ગયો. નીની તેના ખોળામા બેઠી હતી. મહમદના મુખ તરફ તેની રમતિયાળ આખ જાણે ગંભીર બની સ્થિર થઇ તાકી રહી. તેનું

મુખ જરા આશ્ચર્યથી, કુતૂહલથી સહેજ ખુલ્લું હતું. મહમદ બોલતો હતોઃ "પછી બહેન, તે રાજાની કુંવરીનાં પેલા કઠિયારાના છોકરા સાથે લગન થયા કુંવરીએ તો રાજપાટ છોડયા . . " હું પણ ચકિત બની એ સાંભળી જ રહ્યો. મને ઊભેલો જોઇ નીની બૂમ પાડી ઊઠીઃ "બાપુજી, તમે એ રાજાની કુંવરી જોયેલી કે ?" મહમદ ચમક્યો. વાતમાં તે એવો તલ્લીન થઇ ગયો હતો કે હું ઊભો રહ્યો હતો તેનું પણ તેને ભાન રહ્યું હતું નહિ તે એકદમ ઊભો થઇ ગયો અને બોલ્યો· "ભાઇ, ક્યારે આવ્યા ?"

મેં જવાબ આપ્યોઃ "અત્યારે જ." મહમદના મુખ ઉપરનો તેનો હંમેશનો વિષાદ આજે કંઈક ઓછો જોઈ હું રાજી થયો. એમ શાથી થયુ હશે એ મને તરત જ સમજાયું. મહમદના અંધકારપૂર્ણ હૃદયમાં નિર્દોષ નીનીએ ફરીથી રોશની જગાડી હતી. એ પવિત્ર વાતાવરણમા વિક્ષેપ પાડી જાણે મે કંઈ પાપ કર્યું હોય એવુ મને લાગ્યુ. એટલે તરત "નીની, તારા મહમદ ચાચાને બહુ સરસ વાત આવડે છે હો," એમ બોલી સહેજ મુખ મલકાવી હું કપડા ઉતારવા માળ ઉપર ચાલ્યો ગયો.

આ પછી તો નયના અને મહમદની મૈત્રી વધતી જ ગઈ. નીનીની બા નીનુએ શુ ખાવુ ને શું ન ખાવુ તે માટે હંમેશ કાળજી રાખતી. મારે હવે રોજ તેની ફરિયાદ સાંભળવાની આવી. આજે મહમદે નીનીને આલુ ખવડાવ્યાં, અને આજે મોસંબી ને ખારેક ને દ્રાક્ષ ને એવું એવું રોજ સાભળવાનું રહ્યું. પણ મહમદને મારાથી કેમ મના કરી શકાય ? મહિનાઓ પછી હસતા થયેલા મુખ ઉપર ફરી શે વજ્રાઘાત કરી શકાય ? એટલે નીનીની બાને મારે અનેક યુક્તિપ્રયુક્તિથી સમજાવવી પડતી. મહમદ અને નીનીની બધી રમતો, તેમના વિનોદ લગભગ રોજ એકનાએક

હતા. કોઈ દિવસ નીની કહેતીઃ " મહમદ ચાચા, શિવો તો તદ્દન ગાંડો છે. ચાદામામાની ડોશીને તે વડ કે' છે! ડોશી તે કંઈ વડ કહેવાય?" અને એમ કહી તે શિવાના અજ્ઞાન ઉપર ખડખડાટ હસતી, અને એ પિસ્તાળીસ વર્ષનો ગંભીર મહમદ પણ "હા, બહેન, શિવો છે જ એવો ગાંડો" એમ કહી તેના મુક્ત હાસ્યમા જોડાતો. આ બધાએ મારા જીવનમા પણ એક નવો જ સંતોષ, નવુ સુખ અને નવો આનદ પ્રગટાવ્યા. મહમદની કારીગરી પહેલાં કરતા પણ વધુ કૌશલ્યથી વિકસવા લાગી.

*

"નાસો, નાસો! મારો, જાનથી મારો!" એવી કારમી બૂમો સાભળતાં આગલા મહિનાના હિસાબના વાઉચરોની ફાઈલ ગાદી પર પડતી નાખી હુ ધડકતે હૃદયે બારી તરફ દોડ્યો. લોકો હાફળાફાફળા ફાવે તેમ દોડતા હતા એક બાજુથી થોડાક ભૈયાઓનુ ટોળુ કડિયાળી લાઠીઓ વીઝતુ "મારો સાલે કો! મારો સાલે કો!" એમ બૂમ પાડતુ ધસ્યે જતું હતુ જેમજેમ ટોળુ આગળ વધતું હતુ તેમતેમ તેમા માણસો ઉમેરાયે જ જતા હતાં. તેમની વચ્ચે ત્રણચાર માણસોએ એક પાટિયા ઉપર જે ઉપાડ્યું હતુ તે દશ્ય જોતાં મને તમ્મર આવ્યા કોઈ અગિયારબાર વર્ષના હિદુ છોકરાનુ તે શબ હતુ તેની ખોપરીના ચૂરેચૂરા થઈ ગયા હતા. તેના આતરડાં બહાર નીકળી આવ્યાં હતા. એ ટોળામાથી એક કોઈ પડિત જેવો દેખાતો ઉત્તર હિદુસ્તાન તરફનો માણસ ઝનૂનમા આવી જઈ બૂમ પાડતો હતોઃ "ઉસકા વૈર હમ જરૂર લેંગે ક્યા હિદુ સબ ઓરતેં હૈં? અય હિંદુઓ! ક્યા સોચતે હો? ક્યા દેખતે હો? હૈ તુમકો હૃદય? હૈ તુમમે ઇન્સાનિયત? દેખો યહ તુમ્હારા ફૂલ જૈસા લડકાકા હાલ! દેખો! બરોબર

દેખો ! આંખે ખોલકે દેખો ! ક્યા મુસલમાનોકા ઐસા જુલ્મ તુમ લોગ સહોગે ? કહાં તક સહોગે ? અબ ઈસ લાલકે –ઈસ શહીદકે લહુ સે શપથ લો કિ હિંદુ જાતિ તબ ન ઠહરેગી જબ તક હિંદુઓકા ઝંડા મક્કા ઔર મદીના પે ઊડતા ન હો ! ” ટોળું જે જોતજોતામાં ચારસો પાચસો માણસોનુ થઈ ગયું હતું તેણે આ ઝનૂની શબ્દો સાંભળતાં “ હિંદુ ધર્મકી જય ” “ હિંદુ ધર્મ ઝિન્દાબાદ ” એવી પ્રચંડ ગર્જના કરી. હું એ જોતાં જ ડરી ગયો. મને કંઈ પણ ભાન રહ્યું નહિ ધર્મ ! આ ધર્મ હતો ? કોનો ધર્મ ? એ બાળકે બીચારાએ મુસલમાનોનું શું બગાડયું હતું ? શું એને આવી નિર્દયતાથી, આટલી હૃદયશૂન્યતાથી માર્યો ન હોત તો ઇસ્લામ ડૂબી જાત ? અને ઇસ્લામના કોઈ અનુયાયીએ લોહી રેડયું એટલે સામું લોહી રેડવાની શું હિંદુ ધર્મના અનુયાયી ઉપર ફરજ આવી પડે ? જગતનો ઇતિહાસ હિંસાના ભીષણ રંગે રંગાયેલો છે દુનિયા માને છે કે એ હિંસાનુ પ્રભવસ્થાન રાજ્યલોભ અને સત્તાલોભમા રહેલું છે પણ ઇતિહાસ જો જરા સાદો હિસાબ કરી જુએ તો તે સહેજે જોઈ શકશે કે ધર્મને નામે થયેલી હિંસાએ તો બીભત્સતાની અને અધર્મની અવધિ કરી છે મૃગજળ તો જગતમાં અનેક પ્રકારના હશે, પણ ધર્મના જેવુ—કહેવાતા ધર્મના જેવું ભીષણ, વિઘાતક અને પ્રપચી મૃગજળ બીજુ ભાગ્યે જ હશે . .

“ અરે, આપણી નીની ! હાય રે ! ” નીનીની આ અર્ધ—બેભાન હાલતમા લથડતે પગે પોતાના શરીરનો બધો ભાર મારે ખભે નાખી બોલી એ વાક્યે હું ચમક્યો, મારા વિચાર થીજી ગયા. મારા મનમા કેટલાયે વિચારો આવી ગયા. સાડાચાર વાગે નીનીની નિશાળ છૂટે અત્યારે પોણાપાચ

થયા હતા. તેનો આવવાનો રસ્તો પાસેના મુસલમાનવાડામાથી હતો. તેને લેવા નોકર કચારનો ગાડી લઈ હમેશ મુજબ ગયો હતો; પણ આ હિંદુ મુસલમાન રમખાણ એકાએક ફાટી નીકળતાં નીનીનુ શુ થયુ હશે એ વિચાર અવશ્ય ગભરાવી મૂકે એવો હતો. એવામા એક નોકર શ્વાસભેર દોડનોદોડતો આવી બોલ્યોઃ "સાહેબ, આપણી ગાડી ભાગી નાખી, અને છનાને મરણતોલ માર પડ્યો છે ઘોડા ભડકી ભાંગેલી ગાડી લઈ નાઠા છે." નીનીની બા "હાય, મારી નીની!" કહી બેભાન થઈ ત્યાં જ ઢળી પડી એકસામટી કેટલી આપત્તિ! મારુ મગજ કામ કરતુ અટકી પડ્યુ. આખી દુનિયા મને ચક્કરચક્કર ફરતી લાગી અનેક રંગો આખ આગળ તરવા લાગ્યા. પછી બધુ અદૃશ્ય થયુ એક ગાઢ અંધારું—ભયંકર અંધારું, એ સિવાય બીજુ કઈ દેખાતુ ન હતુ. એક વિચાર આવ્યો. "લાવ હુ જ દોડુ અને મને મુસલમાનો મારી નાખશે તો ભલે, પણ નીનીનુ કઈ અહિત થયુ છે એ મારાથી જીવતા કેમ મભળાય?" પણ આ બાજુ નીનીની બા બેભાન પડી હતી તેને મૂકીને પણ કેમ જવાય? મે ભૈયાને બૂમ પાડી, ભૈયો આવ્યો "ભૈયાજી, બહેન નથી આવી હજી; જરા તપાસ કરો" "જી સાહેબ" બોલી ભૈયાએ નીચા નમી સલામ કરી બહાર જવાનો રસ્તો લીધો પણ તેના પગ ઉપરથી મને લાગ્યુ કે એ પોળને પેલે નાકે જઈ પાછો આવવાનો કોને મોકલુ? આજે સૌને પોતપોતાના જીવની પડી હતી ભૈયા ઉપર ગુસ્સે થવાનુ પણ શું પ્રયોજન? નીનીને શોધવા જતા મુસલમાન-વાડામાથી તેને જવુ પડે, અને મુસલમાનવાડામાં જવુ એટલે જાણી જોઈને મોતના જડબામા જવુ એટલામા બહારથી એક બૂમ આવી "માર ડાલા રે! અમ્મી!" કેવી કારમી, કેવી હૃદયભેદક બૂમ! મેં બારીમાથી ફરીથી ડોકિયુ કર્યું.

વીસેક વર્ષના એક મુસલમાન યુવક ઉપર લોકો તૂટી પડ્યા હતા. તે કરગરતો હતો "ભાઈ, મે તમારુ કંઈ નથી બગાડ્યું મને નહિ મારશો, નહિ મારશો! મારી મા એકલી છે, બુઢ્ઢી છે ભાઇ . . " હું એકદમ દોડ્યો ત્યા પહોચ્યુ તે પહેલા તો તે મારથી બેભાન થઈ પડ્યા હતો તે જુવાનના શરીર પર હુ અધ્ધર સૂઈ ગયો. હુ બોલ્યો. "તમારે લોહી જ જોઈએ છે ને? તો લો—જરૂર લો. પણ એકલા મુસલમાનનુ નહિ, સાથે હિદુનુ પણ લો" લોકો જરા ચમક્યા 'એક દક્ષિણી જેવો દેખાતો અલમસ્ત પુરુષ બોલ્યો "બિહારીલાલ શેઠ, તમને આ નથી શોભતું જુઓ, પેલો છોકરો જુઓ. તેને પણ મા હશે. કદાચ તે પણ આધળી હશે" મને વધુ ગુસ્સો ચડ્યો, આવી અક્કલભરી છતા ક્રૂર દલીલ અને તે પણ ઠડે કલેજે! તે યુવાનના શરીરને બરોબર મારા શરીરથી સુરક્ષિત કરી ફટકાની રાહ જોતો હુ પડ્યો પણ કોણ જાણે શાથી લોકોનુ ટોળું, "છો સાલો મરતો!" "કંઈ નહિ, ઓછો નથી ટિપાયો" એમ બોલતુબોલતુ બીજી જગ્યાએ ચાલ્યુ ગયુ મારા ઘરમાથી પણ નોકરો દોડી આવ્યા હતા મે તેમને પેલા મુસ્લિમ યુવકને ઘરમા લઈ જવા કહ્યું. મને એકદમ એક વિચાર આવ્યો જેમ આ મુસલમાન આ લત્તામા ભૂલો પડ્યો હતો તેમ મહમદ પણ અહી જ હતો તેનુ શું થયુ હશે? એટલે મેં મારા એક નોકરને પૂછ્યુ: "અલ્યા, મહમદ ક્યા છે?"

"સાહેબ, તે તો હુલ્લડની બૂમ સાભળતા જ ક્યારનો નાસી ગયો છે"

તે ઘેરે ગયો હશે એમ માની મે છૂટકારાનો દમ ખેચ્યો પણ નીની? મોટરને બીજે રસ્તેથી લઈ નિશાળે જવાનો, અને

જો ત્યા પત્તા ન લાગે તો પોલીસની મદદ લઈ નીનીને ઢૂંઢવાનો મેં નિશ્ચય કર્યો તરત જ મોટર બહાર કાઢવા શોફરને સદેશો મોકલાવ્યો. એટલામા લથડિયા ખાતો, લોહીથી ખરડાયેલો મહમદ નીનીને પોતાની છાતી સરસી દબાવતો મારા પગ આગળ આવી ઢળી પડચો નીનીના ફ્રૉક ઉપર લોહીના ડાઘા હતા. મારો જીવ ઊડી ગયો મને થયુ કે નીની અને મહમદ બન્ને ઘાયલ થયા છે. પણ નીની તરત બૂમ પાડી ઊઠી· “ મહમદ ચાચા, મહમદ ચાચા ! વાઘ જતો રહ્યો. આમ જુઓ ને ! ” નિર્દોષ બાળકી ! હજુ તેને બીચારીને આજુબાજુ જે એક ભયંકર જનમેધ, એક ભયકર હત્યાકાડ ચાલી રહ્યો હતો તેનુ ભાન ન હતુ ! તેની વાઘની રમત મહમદ આજ જરા વધુ કુશળતાપૂર્વક ખેલે છે, એમ જ તેને લાગ્યું મને તરત જ સમજાયુ કે નીનીના ફ્રૉક પરના ડાઘા મહમદના લોહીના હતા

*

ત્રણચાર દિવસ હિદુ અને મુસલમાન બન્નેએ પોતાની ઇન્સાનિયત, પોતાની બુદ્ધિ અને પોતાની ઉદારતાનુ છડેચોક દેવાળુ જાહેર કરી અનેક નિર્દોષ માણસોના લોહીથી પોતાની ધર્મને નામે ઓળખાતી આસુરી વૃત્તિને તૃપ્ત કરી. પેલા મુસ્લિમ યુવાનને તેની વૃદ્ધ માતા પાસે મેં પહોચતો કર્યો; મહમદે તો જીવને જોખમે નીનીને બચાવી હતી. હુલ્લડનું નામ સાભળતાં તેના મન મમક્ષ નીની સિવાય બીજો કોઈ વિચાર જ ન હતો તે દોડતો નિશાળે પહોચ્યો. મુસલમાનવાડામાં તો તેને પોતાના જ લત્તામા હોઈ કઈ મુશ્કેલી નડી નહિ. પણ અમારા ફળિયામાં પેસતાં તેના ઉપર લોકો તૂટી પડચા પહેલો સપાટો પડતા વળી જઈ મહમદે નીની ઉપર એક જાતનું પોતાના દેહનુ છત્તર કરી દીધુ,

અને ફટકા વાસા ઉપર ઝીલ્યા એવામાં કોઈ મારા ઓળખીતાએ નીનીને જોઈ બૂમ પાડી "અરે, આ તો બિહારીલાલ શેઠની દીકરી! છોડી દો એને."

પણ બીજુ કોઈ બોલી ઊઠ્યુ "એથી તો આ સાલો એને લઈને ભાગી જાય છે."

"અરે! ના, ના, એ તો બિહારીલાલ શેઠનો મહમદ એ નયનાને ઉગારી લાવ્યો, એને મારશો નહિ." એવું કોઈ બોલ્યુ, છતા લોકોને વિશ્વાસ બેઠો નહિ, અને ઠેઠ મારા ઘર સુધી ખાતરી કરવા તે મહમદની પાછળપાછળ આવ્યા હતા મહમદને લોહી ઠીકઠીક પ્રમાણમા નીકળ્યુ હતુ, પણ ઈશ્વરકૃપાથી ઇજા ગભીર થવા પામી ન હતી. થોડાક દિવસમા તેને હરતોફરતો થયેલો જોતાં મને આનદ થયો.

*

હુલ્લડ શમ્યુ, પણ તેનુ ઝેર શમ્યુ ન હતુ હુલ્લડોના કારણોની જો કોઈ શોધ કરવા જાય તો માણસજાત આટલી બેવકૂફ હશે એમ જાણતા સહજ આશ્ચર્ય થાય, પણ એક વખત એ બેવકૂફીમા અનેક ભળે પછી બેવકૂફીને બેવકૂફી તરીકે સ્વીકારતા લોકોને આચકો લાગે છે. આ હુલ્લડનુ મૂળ પણ નજીવી વાતમાથી જ હતુ જે છોકરાનુ મેં શબ જોયેલુ તે છોકરો નિશાળેથી આવતા રસ્તા ઉપર પડેલા પથરા લઈ પાસેના મેદાનમા 'બોલ' નાખવાની 'પ્રેકિટસ' કરતો હતો. એવામા તેનો એક પથરો કોઈ એક પઠાણના કૂતરાને લાગ્યો. પેલા પઠાણે ગુસ્સામા આવી જઈ તે છોકરાને તમાચો માર્યો, એટલે રસ્તા પરથી પસાર થતા કોઈ પરદેશીએ પઠાણને, "અબે ઉલ્લુકે

પ`!" એવો તાણો માર્યો. પઠાણનો પિત્તો ગયો, અને પેલા સામે ડાગ વીઝી તે છટકી પેલા છોકરાની ખોપરી સાથે અથડાઈ છોકરાની ખોપરી તૂટી ગઈ લોહી જોઈ પઠાણ ગાડો બન્યો ખૂને હિંદુ મુસલમાન ઝગડાનું સ્વરૂપ લીધુ અને સ્વભાવથી જ દુષ્ટ બુદ્ધિવાળા લોકોએ તેને પોષ્યુ. પણ એ શમ્યા પછી પણ લોકોનાં મન ઉકળેલા હતા મુસલમાનોને લાગતુ હતુ કે ઝગડામા વધારે ખુવારી પોતાની થઈ છે, હિંદુઓને લાગતું હતું કે મુસલમાનો ફાવ્યા છે વાસ્તવમા બન્નેનુ સત્યાનાશ ગયુ હતુ ફાવ્યા હતા બન્ને કોમના ગૂડાઓ, જેમણે તક જોઈ હુલ્લડને એક બાજુથી સંકોર્યા કરી બીજી બાજુ ભયત્રસ્ત લોકોના ઘરમાંથી ધોળે દિવસે લૂંટ કરી હતી મુસલમાનો પોતાને થયેલા નુકસાનનો કઈ રીતે બદલો લેવો તેનો વિચાર કરતા હતા હિંદુઓ પણ એ જ વિચાર કરતા હતા હિંદુઓએ તરત જ એક ઠરાવ કરી દીધો 'મુસલમાનો સાથે કોઇપણ હિંદુએ કોઈ પણ જાતનો સબંધ રાખવો નહિ, ન તેમની દુકાનેથી કઈ ખરીદવુ, ન તેમની નોકરી કરવી, ન તેમને નોકરીએ રાખવા, ન તેમને કઈ વેચાતુ આપવુ, ન તેમની ગાડીમા બેસવુ; ન તેમના વાજાવાળાને બોલાવવા. ટૂકમાં, મુસલમાનોનો બધી રીતે બહિષ્કાર કરવો ' આ નિર્ણય દરેક જ્ઞાતિએ અને દરેક મહાજને પસાર કર્યો હુ એ નિર્ણયથી અકળાયો. મહાજનની સભામા એ ઠરાવનો મારાથી બનતો સખતમા સખત વિરોધ મે કર્યો, પણ નગારખાનામા તતૂડીનો અવાજ કોણ સાભળે ?

એ નિર્ણય મારે માટે ધર્મસંકટ રૂપ હતો મહમદ હતો મુસલમાન, પણ મારા કુટુબનો ન હતો એમ હુ કહી શકુ એમ હતુ ? 'ભાઈ' સિવાય મારે માટે બીજો કોઈ શબ્દ એણે જિંદગીમા વાપર્યો ન હતો મારા કરતા તે દશ વર્ષે મોટો હતો હુ જન્મ્યો ત્યારનો અમારા કારખાનામા તેના બાપ પાસે તે

કામ શીખવા બેસતો ત્યારનો મને તે ઉમળકાભેર 'ભાઈ'ના વહાલભર્યા સંબોધનથી બોલાવતો; તેના પિતાને હું 'ચાચા' કહી બોલાવતો એ બધુ શું મારે ભૂલી જવુ? શું માણસે સમાજમા રહેવુ હોય તો સમાજના બધા જ જુલમો મૂગે મોઢે સ્વીકારી લેવા? શું તેણે એમ માનવુ કે સમાજ કદી ભૂલ જ ન કરે? અનેકનો નિર્ણય ખોટો છે અને પોતાનો સાચો છે, એમ માનવાના શાં કારણો છે એમ દલીલ કરી શુ તેણે પોતાના મનનુ સમાધાન કરવુ? ભલે સમાજ મને બહિષ્કૃત કરે, પણ મહમદને—મારા વફાદાર મહમદને તો હુ રજા ન જ આપી શકુ, એમ મે મારા મન સાથે દૃઢ સંકલ્પ કર્યો આખા શહેરમાં બહિષ્કાર બરોબર શરૂ થઈ ગયો હતો, પણ તેની જાણે મને અને મહમદને કઈ પડી ન હોય તેમ અમારો વ્યવહાર ચાલ્યો જતો હતો આમ ત્રણેક દિવસ ચાલ્યુ, એટલામા મારા કારીગરોમાથી જરા વધુ ઠરેલ, વધુ અનુભવી ગણાતો હરકીસન મારી પાસે આવ્યો તેણે આજુબાજુ જોઈ શરૂ કર્યું

"શેઠસાહેબ, તમારો શું વિચાર છે?"

મે પૂછ્યુ "શાનો?"

"કેમ શાનો? આખુ શહેર આજ તમારી વાત કરે છે."

"મેં શું એવુ ખોટુ કર્યું છે કે મારી વાત કરે? આ વર્ષે તો ખાસો ત્રીસ ટકા નફો મેળવી દસ ટકા કારીગરોમા વહેચી આપ્યો છે, એટલે દેવાળું કાઢવાનો પ્રસગ જો કોઈ કદાચ ઝખી રહ્યુ હોય તો તેને હજુ વાર છે એટલે લોકોને બીજુ વાત કરવાનુ શુ મળ્યુ?"

"સાહેબ, એવુ અવળુ શુ લો છો? હું તો તમને આ મહમદ વિશે કહુ છુ"

"શુ મહમદ હવે કામ કરવાની ના પાડે છે?"

"તે શા માટે ના પાડે? આપણુ મહાજન તેની પાસે કામ લેવાની ના પાડે છે"

"હું મહાજનમાંથી નીકળી જાઉં તો?"

"તે સાહેબ, તમારી મરજીની વાત પણ હું તો તમને ચેતવવા આવ્યો છુ. પાછળથી અમને ઠપકો મળવાપણુ નહિ રહેવુ જોઈએ."

"એટલે મારે એમ સમજવુ કે તમે મને ધમકી આપવા આવ્યા છો?"

"શેઠસાહેબ, તમને ધમકી હોય? તમારુ લૂણ હજુ તો પેટમા પડ્યુ છે. પણ અમારે સમાજમા રહેવાનુ એટલે અમારે ગરીબ માણસોએ તો બધો વિચાર કરવાનો રહે"

જવાબમા મે માત્ર "હ" કહી ડોકુ ધુણાવ્યુ 'ગમે તે થાય, મહમદ કાયમ જ રહેશે'—મારા મને દૃઢ સકલ્પ કર્યો એકબે દિવસ કારીગરો પણ ઊકળેલા રહ્યા મહમદ આ બધુ અસ્વસ્થ બની જોયા કરતો હતો તે મારી પાસે આવ્યો સાજ પડવા આવી હતી સૂરજ પશ્ચિમમા આથમી ગયો હતો હજુ દીવા થવાને થોડી વાર હતી, પણ અંધકારની આછી છાયા ધીરે-ધીરે ફેલાતી હતી મારા મન ઉપરના ચિંતાના ભારે આ વાતાવરણ મારે માટે વધુ ગભીર બનાવ્યુ તેમા મહમદના 'ભાઈ' શબ્દે હું ચમકયો. "ભાઈ," તેણે કહ્યુ "મારે લીધે કારખાનું તૂટે છે, મને રજા આપો."

હું હસ્યો· "મહમદ, ગાડો તો નથી થયો ને?"

"ના ભાઈ, ગાડો નથી થયો ગાડો થયો હોત તો સુખમા હોત, પણ નસીબમા તે સુખે નથી પણ મારાથી આ નહિ જોવાય."

"શું ન જોવાય?"

"કારખાનું તૂટે તે"

"અને બિહારીલાલ પોતાના નિમકહલાલ નોકરને, પોતાની દીકરીની જિંદગી બચાવનારને, પોતાના ભાઈને વગરઅપરાધે, વગરકારણે સમાજથી ડરી કાયરની જેમ રજા આપે તે તારાથી જોવાય, ખરુ ને મહમદ?"

"ભાઈ, તમે મને આમ ગભરાવી નહિ મારો. હું કે' દિવસે ભણ્યો છુ કે મને આવુ બધું આવડે? હું તો એક જ જાણુ—મહમદ જીવે છે ત્યા સુધી ભાઈનુ કારખાનુ તો ચાલુ જ રહેવુ જોઈએ. મહમદ નહિ હોય ત્યારે જે થવાનુ હો તે ભલે થાવ"

મારી આખમા ઝળઝળિયા આવી ગયાં મેં જોયુ કે તેની સાથે દલીલ કરવામાં કંઈ અર્થ ન હતો. દલીલ, તર્ક વગેરે બુદ્ધિના બાળકો છે; મહમદની ભાષા હૃદયની હતી. બુદ્ધિનાં આ બાળકોનુ ત્યાં શું ચાલે? એટલે મેં મહમદને કહ્યુઃ "મહમદ, અત્યારે તો તું જા કાલે જોઈ લઈશું શું થઈ શકે તે"

બીજે દિવસે બધા કારીગરોએ હડતાલ પાડી હતી. એકલો મહમદ કારખાને આવ્યો હતો મારો નિશ્ચય વધુ મક્કમ બન્યો, ભલે કારખાને તાળું મારવું પડે. અને ને નિશ્ચય મેં અમલમા પણ મૂક્યો. કારખાનાને તાળુ મારી એક છૂટકારાના દમ સહ નરસિંહ મહેતાને નામે ચાલતી પેલી પક્તિ હુ આનદથી ગણગણ્યોઃ

'ભલુ થયુ ભાંગી જજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.'

પણ શ્રીગોપાળને ભજવાનું મે માનેલું તેટલુ સહેલું ન હતુ. કારખાનાને તાળુ તો માર્યું, પણ ગોડાઉનમા લાખો રૂપિયાનો માલ પડ્યો હતો. બીજે દિવસથી સ્વય સેવકોની ચોકી ત્યા બેસી ગઈ નોંધાયેલા

નાનપણથી જ મને ધાર્મિક માતાની શ્રદ્ધાનો વારસો મળ્યો હતો ગમે તેવા દુખમા પણ ઈશ્વરનો સ્નેહાળ હાથ જ જોવા હુ ટેવાયેલો હતો, એટલે ગરમ મગજને શાન્ત કરતો લગભગ ત્રણ વાગ્યે શ્રદ્ધાને બળે હુ ઊંઘ્યો બીજે દિવસે સવારે ઊઠી ચા પી આજે હવે બીજા કેટલા ઑર્ડર 'કૅન્સલ' થયા તેની રાહ જોવા લાગ્યો. એવામા નીની આવી.

"બાપુજી, આજ મહમદ ચાચા કેમ નથી આવ્યા ?" તેણે પૂછ્યુ.

મહમદ રોજ સવારે સાત વાગે તો આવી જતો તેની સાથે રોજ નીનીને માટે કઈ લીલો કે સૂકો મેવો તો હોય જ; એટલે નીનીની બાએ તેનો સવારનો નાસ્તો બંધ કર્યો હતો આજે સાડા-આઠ થવા આવ્યા હતા એટલે નીનીને ભૂખ લાગી હોય તેથી, કે તેના મહમદ ચાચા વિના તેની સાથ બોલનાર કોઈ રહ્યુ ન હોય તેથી, ગમે તે કારણ હો, તે મહમદ નથી આવ્યો તેની મને ખબર આપવા આવી. કારખાનુ બધ હતું એટલે મે માન્યુ કે કદાચ તે મોડો આવશે. પણ અગિયાર થયા, બાર થયા, એક થયો તોપણ મહમદ દેખાયો નહિ, એટલે મને ચિતા થઈ મે નોકરને તેને ઘેર મોકલ્યો. તે ખબર લાવ્યો કે ઘેરે તાળુ છે મારી ચિંતાનો પાર રહ્યો નહિ એક દિવસ, બે દિવસ, સાત દિવસ—આમ દિવસો પસાર થયા, પણ મહમદનો કયાંય પત્તો ન હતો મારા નિ.શ્વાસનો પાર ન હતો. મે અનેક જગ્યાએ તપાસ કરાવી પણ બધુ વ્યર્થ કારીગરોને પણ એ ખબર પડી ગઈ એટલે તે બધા કારખાને આવ્યા. હરકીસન મારી પાસે આવ્યો અને જણાવ્યુ કે બધા કામ પર ચડવા રાજી હતા. મને પહેલા તો ક્રોધ આવ્યો, પણ મેં જોયુ કે એ ક્રોધનો કઈ અર્થ

ન હતો. એથી મહમદને હું કંઈ પાછો લાવી શકવાનો ન હતો. મારા હૃદયે ઊંડો નિઃશ્વાસ નાખ્યો. 'મહમદ જીવે છે ત્યાં સુધી ભાઈનું કારખાનું તો ચાલુ રહેવું જ જોઈએ; મહમદ નહિ હોય ત્યારે જે થવાનું હો તે ભલે થાવ ' આ તેના શબ્દો વારંવાર મારા કાનમા ગુંજારવ કરવા લાગ્યા. તેણે તેનુ વચન પાળ્યુ; પણ હું મહમદને નહિ સાચવી શકયો હાય હતભાગી !

*

માણસની સ્મૃતિને ભૂલકણી બનાવી ઈશ્વરે માણસજાત ઉપર ઉપકાર કર્યો છે કે અનુપકાર તે તો કોણ જાણે, પણ કારખાનાના પ્રાણરૂપ મહમદના જવા છતા કારખાનું તો તેના હમેશના ક્રમ મુજબ ચાલવા લાગ્યુ અને મહમદે જેની ઉપર ઉપકાર કર્યા હતા તેવા કારીગરો પણ ધીમેધીમે તેને ભૂલવા મંડ્યા; પણ હું મહમદને કેમ ભૂલી શકુ ? અને નીનીની બા ! તે તો વારંવાર સજળ નયને કહેતી " એક વખત જો મહમદને જોઉ તો પછી ભલે આખી દુનિયા મારો બહિષ્કાર કરે, ભલે મારે તૂટીફૂટી ઝૂપડીમા રહેવુ પડે. પણ તેને ઘડીભર પણ ઘરબહાર એકલો ન જવા દઉં મારી નીનીને તેણે જીવને જોખમે બચાવેલી તે હું આ જન્મે તો શું પણ ભવોભવમા પણ કેમ કરીને ભૂલુ ?" પણ તે એક વાર પાછો આવે તો ને ! નિર્દોષ નીની તેના મહમદ ચાચાને હજી ભૂલી શકતી ન હતી અનેક દિવસ સુધી તો જાણે તે એકલી, અટૂલી થઈ ગઈ હોય તેમ મૂનમૂન જેવી દેખાતી હતી વારંવાર મારા હાથ હલાવી ખોળામા ચડી જઈ મારું મુખ હલાવી તે પૂછતી " મારા મહમદ ચાચા ક્યાં છે ? કેમ તે નથી આવતા ? તમે જઈને બોલાવી આવો ને !" તે બીચારીને હુ કઈ રીતે સમજાવું કે તેના બાપના હાથમા હોત તો ક્યારનો તે પાતાળમા

જઈને પણ જો મહમદ ત્યા છે એમ ખબર પડત તો તેને લઈ આવત પણ તે કયા છે તેની જ ખબર ન પડે ત્યા શુ થાય? આમ છતા મે આશા છોડી ન હતી મને થતું હતુ કે બીજા કોઈને ખાતર નહિ તો એક વાર નીનીને જોવા તો જરૂર ને કોક દિવસ પાછો આવશે. તેમ તેના 'ભાઈ'ને કંઈ મુશ્કેલી તો નથી તે જોવા પણ તે આવ્યા વિના નહિ રહે એક દિવસ નીનીની બા સાથે આવી જ વાત કરી 'મહમદ પાછો આવશે' એવા સ્વપ્ન સેવતો હુ બેઠો હતો, એટલામાં ટપાલ આવી તેમા એક પાર્સલ પણ હતુ કોઈક નમૂનાનુ પાર્સલ હશે એમ ધારી મે તેને એક ખૂણામા ફેંકયુ; પણ નીની તેના સ્વભાવ મુજબ તેને ત્યાથી આમ તેમ ઉછાળતી લઈ આવી તેણે તેની બાને પૂછયુ·

"બા, આ શું છે? ખોલ ને।"

"તને તો નીની, ઘડીનો પણ જપ નહિ"

"તુ તો વાધે ન થાય, ઘોડાયે ન બને, અને આટલું ખોલવાનુ કહુ છું તે પણ ન ખોલે।" એમ બોલી નીની રડવા જેવી થઈ ગઈ ટપાલ વાચવી પડતી મૂકી નીનીને વહાલ કરી મેં બોલાવી "આવ તો નીની, તારી બા છે જ એવી લાવ હુ ખોલી આપુ" મહમદના ગયા પછી ડગલે ને પગલે મને નીનીની ચિંતા થતી મહમદની જગ્યા તો કયાથી જ પુરાય? પણ મારે અનેક વખત ઘોડો બનવું પડતુ, મોમા દોરી લેવી પડતી અને ઉપરથી નીનીનુ પાછુ સર્ટિફિકેટ સાભળવું પડતુ· "તમને તો કંઈ આવડતુ જ નથી" પણ ધીરેધીરે મે તેને મારી જોડે ઠીક હેળવી દીધી હતી તે ખુશી થતી તેની બાના હાથમાથી પાર્સલ છીનવી લઇ મારી પાસે આવી, અને મારા હાથમા મૂકી ઉત્સુકતાથી જોવા લાગી મે પાર્સલ ખોલ્યુ પણ આ શુ? આ પાનેતર શાનુ? નીનીની બાની આખ તે જોતા ચમકી

"ઓહો, આ કેવું રૂપાળુ પાનેતર ! આવું તો મે કદી પણ જોયુ નથી એ કોનુ છે? કોણે મોકલાવ્યુ છે?" તેણે પૂછ્યું.

હું ચકિત બનતો તે પાનેતર જોઈ જ રહ્યો અંદરથી એક કાગળની કાપલી હેઠે પડી તે ઉપાડી મેં વાચવા માડી વાચતાં આખુ બ્રહ્માડ મને ચક્કરચક્કર ફરતુ લાગ્યુ મારા હાથ ધ્રૂજવા લાગ્યા મારી આંખમા આસુ આવી ગયા. ઉરમાંથી એક ઊંડું ડૂસ્કુ નીકળી ગયું. મેં માથું કૂટતા કહ્યુ "મહમદ ગયો!" નીનીની બા ચમકી ઊઠી, તેની બેબાકળી આખ મને જાણે કહેવા લાગી: "બને નહિ"

નીનીની સ્મૃતિ એકદમ તાજી થઈ ગઈ. તે દયામણુ મો કરી બોલી ઊઠી· "હેં બાપા, મારા મહમદ ચાચા નહિ આવે? તમે જાઓને ત્યા! ના, ના, તમે એકલા નહિ મને પણ લઈ જાઓ. મને તો તે ના પાડે જ નહિ."

પણ તે બીચારીને હું કેવી રીતે સમજાવુ કે તે જ્યાં ગયો હતો ત્યા ન તો તેના બાપની જવાની શક્તિ હતી કે દુનિયાની કોઈ બાદશાહત તેને ત્યાંથી પાછો લાવવા સમર્થ હતી મક્કાની હજ કરવા જતા મહમદે રસ્તામાં પોતાનો દેહ છોડ્યો હતો, પણ મરતાં પહેલા સાથેના કોઈ મુસાફરને પોતાની સાથે રાખેલુ એક પાનેતર તેણે સોંપ્યુ, અને પોતે એક નાની કાપલી લખી:

"ભાઈ, તમને છોડી જાઉં છું તેથી માફ કરશો; પણ તમને દુઃખમાં જોવાની મારી હિંમત ન હતી ખોટુ ન લગાડશો. ભાભીને પણ કહેજો કે મહમદના ઉપર રોષ ન કરે. જીવતો રહીશ તો પાછો જરૂર આવીશ; પણ મારી નીનીના લગ્નપ્રસગે તેને આ પાનેતર પહેરાવજો અને કહેજો કે તેના ગરીબ મહમદ ચાચા પાસે આથી બીજુ કઈ જ ન હતુ ભાઈ માણ..."

આટલે અક્ષર તદ્દન થરડાઈ ગયા હતા. નીચે કોઈ બીજાના હસ્તાક્ષરમાં ત્રણચાર લીટીઓ હતીઃ

"ભાઈ મહમદ કાગળ પણ પૂરો ન લખી શક્યા. અમારી સાથે તે હજ કરવા આવતા હતા, પણ રસ્તામા તાવથી પટકાઈ પડ્યા. જ્યારે તેમને લાગ્યુ કે બચ્ચવુ મુસ્કેલ છે ત્યારે તેમણે મને આ પાનેતર સોપ્યુ, અને મને તમારુ શિરનામુ લખાવ્યું. તમને તેણે ચીઠ્ઠી લખવા માડી, પણ તેમનાથી તે પૂરી ન લખી શકાઈ. છેવટ સુધી તેમણે તમને યાદ કર્યા કીધા. અંતિમ ઘડી આવતા તેમણે મને કહ્યુ, 'ભાઈ, પેલુ પાનેતર મારી નીનીને પહોચાડજો, હ.' બસ, આ તેના છેલ્લા શબ્દ ખુદાનો તે ઓલીઓ આજ તેની તહેનાતમા હાજર થયો છે. ખુદા હાફીઝ, રસુલ"

ઓરડામાં મૃત્યુનીરવ કારમી શાન્તિ ફેલાઈ વસ્તુસ્થિતિ પૂરી સમજાતા નીનીની બાના હૃદયમાંથી નિઃશ્વાસ અને ડૂસ્કાની પરંપરા નીકળવા માડી મારુ તો હૃદય જ બધ પડી ગયુ હોય એમ મારી છાતીમાં ડૂમો ભરાયો હતો. કોણ કોના આંસુ લૂછે?

કર્યું ન હતુ, કોઇનું અમંગળ ઇચ્છયું ન હતુ, એટલે આજે સાહેબનું અમંગળ ઇચ્છતાં તેનું હૃદય ધ્રૂજ્યુ 'હું શા માટે કાજી થઈ બેસું ? ખુદાના કરતા મારામા વધુ ડહાપણ છે શુ ?' એમ તેણે પોતાના મનનુ સમાધાન કરવા માડ્યુ પણ અબ્દુલ્લાનુ અકાળ કરુણ અવસાન તેને યાદ આવ્યુ. દૂરથી વિરહની વેદનાની એક કારમી ચીસ જેવી ઈન્જિનની સિસોટી તેના કાન પર પડી 'એ સાહેબને સજા તો થવી જ જોઈએ'—હુસેનના મને દઢ નિશ્ચય કર્યો.

*

સાહેબની મડમે એકબે વખત સાહેબને કહ્યું હતું કે કોઇ એક પાગલ જેવો મુસલમાન વારંવાર તેમના બગલાની આમપાસ આંટા માર્યા કરે છે તેને જોતા તેને બીક લાગતી હતી એથી મડમસાહેબ ઇચ્છતા હતા કે કા તો તેને ત્યાથી હાકી કાઢવો અથવા તો તેને પોલીસને સોપી દેવો. પણ સાહેબે મેમસાહેબની એ વાતને હસી કાઢી હતી. એ પાગલ હુસેન શું કરી શકવાનો હતો ? છો ને એ ગમે તેમ આટા માર્યા કરતો. હુસેન સાચે જ શૂન્યમનસ્કની જેમ સાહેબ-ના બંગલાની આસપાસ વારંવાર આટા માર્યા કરતો. તેના જીવનમાં હવે બેત્રણ વસ્તુ જ રહી હતીઃ અબ્દુલ્લાની નાનકડી કબર પાસે જવુ, તેના પર દીવો જલાવવો, તે પર આંસુના કુસુમ વેરવા, રેલવે લાઈન સામે બેસી પોતાના ઉરની વાત જાણે કે પોતાના ચિરસાથી ઈન્જિનને સંભળાવવા મથવું, અને સાહેબના બંગલાની આસપાસ ફરી પોતાની આગની જ્વાળામા સાહેબના સર્વ સુખ બળીને ભસ્મ થઇ જાય એવી ઇચ્છા સેવવી. અગાઉની તેના મુખ ઉપરની સતોષ અને શાતિની રેખાને બદલે વિષાદ, મ્લાનતા અને ઘૃણાની રેખા પ્રગટી હતી. ક્વચિત્ ક્વચિત્ તેની આખમાથી તણખા ઝરતા, અને જાણે તે જગતનો પ્રલય કરી દેશે એમ લાગતુ.

એક વખત રાત્રે લગભગ નવેક વાગ્યે તે સાહેબના બંગલાની આસપાસ આંટા મારી રહ્યો હતો. તેના પ્રાણમા આજ ક્રોધની જ્વાળા ભભૂકતી હતી. અબ્દુલ્લાનો ખૂની પોતાનાથી થોડા જ અન્તરે આરામથી ઊંઘે છે, અને પોતે આમ રસ્તાનો ભિખારી બની રખડે છે, એ વિચારે તેને અશાન્ત બનાવ્યો. ખુદા ઉપરની તેની શ્રદ્ધા ડગી ખુદા છે જ નહિ; અને જો છે તો તેના દિલમા દયા નથી; એવા બેરહેમ ખુદા ઉપર શ્રદ્ધા રાખવાથી શું? હુસેને આજ નિશ્ચય કર્યો કે ખુદા ઉપર ભરોસો રાખીને બેસી રહેવા કરતા પોતે જ સાહેબના કુકૃત્યનો ન્યાય તોળી દેવો તેણે પોતાનુ હૃદય દૃઢ કર્યું આજ મધરાત પછી તક જોઈ સાહેબને તેના કાળા કર્મોનો બદલો આપવો જ

એટલામા તેની આખ ચમકી. સામે સાહેબના બગલામાંથી જાણે ક્રોધની લાલ ભયકર આખ ઊઘડતી હોય એવો પ્રકાશ દેખાયો જરાવારમા તો ધૂમાડાના ભયકર વાદળોથી વિંટાયેલી અનેક નાગિણી જેવી પ્રચડ જ્વાળાઓ સિત્કાર કરતી, હુહુકાર કરતી, આકાશમા પોતાની અનેક ફેણ પ્રસારી તાડવ કરવા મડી પવન પણ ગાડો બની તોફાને ચડ્યો. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ સર્વ બાજુએ જ્વાળાઓ ફેલાઇ વળી ઝાડો પણ જાણે સળગી ઊઠ્યાં હુસેનના મુખમાથી આનંદના ઉદ્‌ગાર નીકળી ગયા “વાહ, ખુદા ! તુ સાચે ન્યાયી છે—રહેમદિલ છે.” એવામાં તેને કાને કારમી ચીસ પડી. “હાય, મારો જ્યોર્જ !” હુસેનના મુખ ઉપર એક પાશવી આનદની લહરી ફેલાઈ ગઈ—અબ્દુલ્લાના ખૂનીનો એકનો એક પુત્ર આજ એ પ્રલયવર્ષિણી નાગિણીઓના કોટિ કોટિ ડંખથી બેભાન બની તેના સરજનહાર પાસે જઇ રહ્યો હતો તેને તેના વૈરની તૃપ્તિ થતી લાગી. ફરીથી તેના કાન ઉપર મડમની હૃદયભેદક ચીસ અથડાઇ “મારો જ્યોર્જ !” હુસેનના

મુખ ઉપરનો ભાવ તરત પાછો બદલાયો· "સેતાન, શરમાતો નથી? ફૂલ જેવુ પેલુ બાળક કરમાઇ રહ્યુ છે—અને તુ અહીં રાજી થાય છે? ઇન્સાનના બેટા હુસેન . . " એ ભયકર જ્વાળાઓને વીંધી તીરની જેમ, કડકડાટ કરી તૂટી પડતી, અંગારા ઓકતી એ ભીષણ ઇમારતમા કોઇ અદૃશ્ય થઇ ગયુ. એક કારમી ચીસ નાખી મેમ બેભાન થઈ ગઇ થોડા જ સમયમા બેભાન જેવો હુસેન પોતાને ખભે એક ત્રણચાર વર્ષના બાળકને લઇ આવી હાંફતો હાફતો 'લ્યો તમારો જ્યોર્જ' એમ સાહેબ પાસે તે છોકરાને મૂકતા બોલ્યો. લોકો બધા છોકરાને વીંટી વળ્યા. મેમને ભાન આવતા તે છોકરાને બાઝી પડી આ બધી ધમાલમાં હુસેનનો તો કોઇને ખ્યાલ જ રહ્યો ન હતો. પણ ઉપકારથી ભરાઈ ગયેલુ માતૃહૃદય થોડી વારમા પોકારી ઊઠ્યુ· "ક્યા છે એ હુસેન—મારા જ્યોર્જનો જીવનદાતા? . એને એની નોકરી પાછી અપાવુ તો યે એનુ ઋણ ફીટે એમ નથી . . ."

પણ . પણ હુસેન ક્યાં હતો?

# આંખ

**બીજે** દિવસે સવારે આઠ વાગ્યે તેને ફાસી દેવાવાની હતી. તમારી નિકટમા—માત્ર એક ફૂટના અન્તરે બેઠેલો—એક જુવાન માણસ, તદ્દન સાજો, તદ્દન આરોગ્ય સ્થિતિમા કાલે તો હમેશને માટે આ દુનિયામાથી જતો રહેશે.—ના, તેને હમેશને માટે આ દુનિયામાંથી વિદાય કરવામા આવશે એવી જરા તમારા મનમાં કલ્પના કરી જુઓ અને પછી કહો કે કેવા વિચાર, કેવી લાગણી તમારા અન્તરમા ઊઠે છે. આજે આખો દિવસ મને એ ને એ વિચારો જ આવતા હતા તે જ્યારે વિચારશે કે આ ધરતી ઉપર આજની રાત તેને માટે છેલ્લી છે, સ્નેહના અસંખ્ય નેત્ર જેવા એ તારાઓ, હૃદયની નાજુક ઊર્મિ જેવા ફૂલો, એ લતાઓ, એ પખીઓ—એ બધુ હવે ફરી જોવાનુ નહિ મળે ત્યારે તેને શું થશે? આજ આખી રાત તેને કેવા વિચારો આવશે? બીજે દિવસે સૂરજને ઊગતો જોતા—આ તેનો છેલ્લો જ સૂર્યોદય છે એમ વિચારતા તેને શું થશે? સાચે જ, હુ આજ મૃત્યુની—સાક્ષાત્ કૃતાન્ત કાળની—ગૂગળાવી નાખે એવી પાખ નીચે જ જાણે રુધાઈ રહ્યો હતો.

રોજ તેને સાંજે દોઢ કલાક ફરવા બહાર કાઢવામાં આવતો. તેની સાથે હું પણ ત્યારે ફરતો ફાસીખોલી સામેની જગ્યા ફરવા માટે સુંદર હતી. આ ધરતીને છોડી જનાર માણસ ધરતીની મીઠી, નાજુક સ્મૃતિ સાથે લઈ જાય એવી એ જગ્યા હતી. સામે નવનવ લીમડાઓની બે સમાન્તર હાર હતી, અને વચમાં સુદર રસ્તો હતો રસ્તાની બન્ને બાજુએ નાનકડી વાટિકા હતી, તેમાં ગુલાબ મોગરો, ડોલર વગેરે ફૂલોની સમૃદ્ધિ છલકાની હતી મૃત્યુના વદન ઉપર પણ આવી નાજુક રેખા માનવી વિકસાવી શકે છે! —પણ ધરતી છોડી જનાર માટે એ નાજુક રેખા વધુ ભયકર ન હોય? જેણે ફાસીની શોધ કરી હશે તેણે જ કોઈ જુદા વિચારથી એ યોજના ન કરી હોય? કોણ કળી શકશે માનવહેતુઓની અગાધતા!

મને આશા ન હતી કે આજે એ ફરવાનુ પમદ કરે માડ પદર કલાક માટે તેનુ એ શરીર હતુ. તો હવે તેની કાળજી પણ શી રાખવી? પણ ના; તે તો નિયમિત સમયે બહાર નીકળ્યો. મને જોઈ સહેજ સ્મિત કરતા તેણે પૂછ્યુ· "કેમ મનુભાઈ, આંટા મારશું કે?"

મે ગમગીન હૃદયે જવાબ આપ્યો· "હા; તમારી ઇચ્છા હોય તો"

તેણે કહ્યું: "નહિ તો ખાધેલું પચશે કેમ?"

મે કઈ જવાબ ન આપ્યો આ માણમ—કાલ સવારે તો હતો ન હતો થવાનો છે, છતાં આજે હજુ 'ખાધેલું પચશે કેમ?' એવુ કહે છે! તેનું હૃદય કેવુ હશે! મને વિચારમા પડેલો જોઈ તે બોલ્યો:

"કેમ મનુભાઈ, વિચારમાં પડી ગયા? તમને લાગે છે કે આ શરીરનું હું કેવુ ગાંડું જતન કરું છુ!—ખરુંને? પણ એવું કંઈ જ નથી શા માટે મોતને આપણે એટલુ બધુ મહત્ત્વ આપવું જોઈએ? તેનો વિચાર કરીએ તો તેનું અસ્તિત્વ જણાય—પણ તેનો વિચાર જ ન કરીએ તો?"

તેનો આવો અદ્‌ભુત માનસિક સંયમ જોતા તેની આગળ મારુ મન મને ઘણું નાનું—ઘણુ સકુચિત, ઘણું નબળું લાગ્યુ. મે તેને ધીરજ આપવા કેટલાંક વાક્યો મનમાં ગોઠવી રાખ્યા હતા તે બધા સરી પડ્યા મેં કહ્યું:

"જેરામભાઈ, તમારી વાત તો સાચી છે સુખદુઃખ કેવળ મન જ સર્જે છે. પણ કહો—મને માફ કરજો, મારે આવો પ્રશ્ન પૂછવો ન જોઈએ, પણ મારાથી રહી શકાતું નથી—મને કહો કે આજે તમારા મનમા શા વિચાર આવે છે?"

"વિચારને હવે હું બહુ આવવા દેતો નથી. હા, આજે સવારે જ્યારે કીકી મને મળવા આવી તે વખતે મારું હૃદય લગભગ તૂટી ગયુ માણુસ બધું વેઠી શકે છે—માત્ર આ જ તેનાથી ન વેઠાય ઈશ્વરે જોયુ હશે કે માણુસ મોતને તો ઠોકરે ઉડાવી શકે છે તેથી જ તેણે આવી સ્નેહની ગાંઠ યોજી હશે પણ હવે એ બધુ જવા દો. અત્યારે તો મનમાથી મેં એ બધા વિચાર પણ કાઢી નાખ્યા છે કાલનો હવે મારે કંઈ વિચાર નથી કરવાનો એ વિચારે મારા મનમા એક પ્રકારનો આજે ભારે સંતોષ પણ થઈ રહ્યો છે—તમે એ નહિ માનો તમારી જગ્યાએ હુ હોઉ તો હુ પણ નહિ માનુ. પણ મનુભાઈ, એ સાવ સાચું છે એક પ્રભાત, બીજું પ્રભાત, ત્રીજુ, ચોથુ આમ અનેક પ્રભાતો તેમના અનેક પ્રશ્નોના ખોબા ભરી તમારી સામે આવીને ઊભા રહે તેના કરતા હવે

નિર્વિકલ્પ સ્થિતિમા જવાનુ છે એ વિચાર જરૂર સતોષ અપાવે એવો છે ”

“ પણ હુ એ રીતે નથી જોઈ શકતો, જેરામભાઈ. આ સૂરજ કાલે છેલ્લી જ વખત જોવાનો મળશે એમ જો મને કોઈ કહે તો હુ ખરેખર મૂઝાઈ જાઉ ”

“ શા માટે ? કોઈક દિવસ તો એ સ્થિતિ આવવાની જ છે ને ? અને ત્યારે કોઈ તમને એવી નોટિસ પણ નથી આપવાનુ. આ તો તમે જાણો જ છો કે આ છેલ્લો સૂર્યોદય છે—તો પછી તેને બરોબર તમારા પ્રાણમા શા માટે નહિ ઉતારી દો ? અને એ સૂર્યનો કઈ એકલા દેહ જોડે થોડો જ સબધ છે ? ”

તેની આવી અદ્‌ભુત તટસ્થતા જોઈ મારુ મન વધુ મજબૂત બન્યુ ઘણા દિવસથી મને એક મૂઝવણ થયા કરતી હતી. જેરામ બધી રીતે એક ગભીર સસ્કારી માણસ હતો આવા માણસને ખૂની તરીકે સ્વીકારવા મારુ મન ના પાડતુ હતુ; પણ તેનો ઇતિહાસ પૂછવાની હું હિમ્મત કરી શક્યો ન હતો પણ આજ તો મને લાગ્યુ કે માત્ર કુતૂહલ નહિ—મારી ઉપર તેનો ઇતિહાસ જાણવાની ફરજ પણ હતી. આવા માણસ જે ભાગ્યે જ ગુસ્સે થાય તે કોઈ દિવસ ખૂન કરે ખરા ? અને કરે તો શા માટે ? ઘણી વખત નિર્દોષ માણસો ફાસીએ ચડ્યાની વાત મે સાભળી હતી. એવું તો કઈ ન હોય ?—મેં હિમ્મત ભેગી કરી પૂછ્યુ:

“ તો જેરામભાઈ, આજ તમે તમારો એ આખો ઇતિહાસ મને માંડીને કહો. ”

“ એમા કઈ બહુ માલ નથી, મનુભાઈ. પણ તમારુ કુતૂહલ આજે મારે દૂર કરવું જ જોઈએ એમ મને લાગે છે એટલે ટુકામા પતાવીશ.

"નાનીબેડથી હરણગામ મારી બદલી થઈ શારદા, ઝીઝી ને હુ હરણગામ સાથે જ ગયાં માસ્તરોએ અગાઉથી ઘરની બરોબર વ્યવસ્થા કરી હતી એટલે અમને ઠરીઠામ થતાં વખત ન લાગ્યો અમે બેચાર દિવસ આમ ત્યા રહ્યા હઈશું તેવામા એક દિવસ નારણ અમારે ઘેર આવ્યો મે તેને અગાઉ કદી પણ જોયો ન હતો, પણ તેને જોતા જ મારા મનમા ન સમજાવી શકાય એવી કોઈ ઘૃણા છૂટી તેની આખમા મને એવુ કઈ લાગ્યું જેથી જુગુપ્સા જ જાગે વિવેક ખાતર મારે તેની સાથે વાત તો કરવી પડે, પણ વારવાર તેની આંખ સામેથી હુ મારી નજર ખસેડી લેતો તેના ગયા પછી શારદાએ સહેજ ફિક્કા વદને મને કહ્યુ:

"'આની આખ કેવી ભૂડી છે! જાણે શારી નાખે છે!'

"મને પણ એવુ લાગ્યુ હતું, પણ શારદા એ ઉપરથી નકામી હજાર તરંગે ચડશે એમ ધારી મે કહ્યુ·

"'શારદા, તુ તો નાહક ખોટી કલ્પનાઓ જ કર્યા કરે છે કોઈની આખ દેખાવડી હોય, કોઈની કદરૂપી હોય; કોઈની મોટી તો કોઈની નાની, કોઈની તેજસ્વી તો કોઈની ફીકી—પણ તેથી બીજાને શું?—તે થોડી જ બીજાને ઈજા કરી શકે છે?'

"'તે કોણ જાણે પણ મને ખૂબ બીક લાગે છે,' શારદાનું મો વધુ ને વધુ ફીકુ બન્યે જતું હતુ

"હુ વહેમી છુ એવુ તમે રખે માનતા ભૂતપ્રેતની વાતો મે કદી માની ન હતી, તેમ હિપ્નોટિઝમ ને એવી વાતોમાં પણ મને વિશ્વાસ ન હતો એટલે નારણની આખ સબંધી મારા મનમા લાબો વખત સુધી વિચાર કરવાનું કઈ કારણ રહ્યુ ન હતુ પણ શારદા દિનપ્રતિદિન ઘણી અસ્વસ્થ બનવા લાગી. ઊંઘમા પણ તે ઝબકી પડતી—જાણે પોતાની સામે કોઈ તાકી રહ્યુ છે, એમ

તેને લાગતું. હું તેને અનેક રીતે સમજાવતો, પણ કેમે કરી તેને શાન્તિ જ ન વળે.

"એક દિવસ અમે બધા માસ્તરો વાતો કરતા બેઠા હતા. તેવામાં આંખ સબધી જ કંઈ વાત નીકળી એક માસ્તરે કહ્યું:

"'દુનિયામાં મીઠી નજર ને મેલી નજર—બન્ને પ્રકારની નજર હોય છે, અને તેની જીવન ઉપર અસર થાય છે'

"બીજા માસ્તરે તેનો પ્રતિકાર કર્યો તેણે જણાવ્યુ કે 'એ બધાં મનનાં ભૂત છે. આંખ તે આખ વળી—તે જોવાનુ કામ કરે. સારુ જુએ, નરસુ જુએ, પણ એથી વિશેષ તે કરી શકે છે એમ માનવુ એ કેવળ મૂર્ખતા છે'

"પેલા માસ્તરે તરત જ જવાબ આપ્યો. 'ભલે તમે એમ માનો પણ આ નારણનો જ દાખલો લો. બૈરા કેમ એનાથી ભડકતાં ફરે છે?'

"એટલે મેં વચ્ચે પૂછ્યું: 'એ નારણ કોણ છે? અને એનાથી બૈરા ડરે છે એવુ તમે કહ્યુ એ શુ?'

"તેણે જવાબ આપ્યો 'સાહેબ, લોકો એને ડાકણો માને છે. તે ખરું હશે કે ખોટું તે તો રામ જાણે, પણ કહેવાય છે કે અત્યારસુધીમાં એણે લગભગ અડધો ડઝન બૈરાને મારી નાખ્યા છે. કોઈ નવી રૂપાળી સ્ત્રી આવે કે તરત તેને ત્યા તે જઈ આવે—અને પછી કોણ જાણે શુ થાય કે પેલી બાઈ તવાતી-તવાતી છેવટે મરી જાય'

"મારા ઉરમાં ધ્રાસ્કો પડ્યો પણ તરત જ મારી જાત ઉપર મને ચીડ ચડી. હુ ભણેલોગણેલો માણસ આવા વહેમમા કેમ ફસુ!

"આમ છતા એ ને એ વિચાર મારા મનમાં ઘોળાયા કર્યો. શારદાથી એ વાત મેં છાની રાખી; પણ શારદા જાણે રોજ ક્ષીણ બન્યે જતી હોય એમ મને લાગ્યુ આ ગામના હવાપાણી એને માફક નથી આવ્યાં, એમ માની મેં થોડાક દિવસ તેને હવાફેર કરાવવાનો વિચાર કર્યો મે શારદાને એ વાત કરી મારી રજા મંજૂર થઈ આવી એટલે જવાની અમે તૈયારી કરવા માંડી; પણ જે દિવસે અમે ઉપડવાના હતા તેને આગલે દિવસે શારદા ખૂબ જ અસ્વસ્થ થઈ ગઈ ઘડીઘડી જાણે તે કહેતી: 'મને કોઈ બાળે છે—બાળે છે!' તેનુ આ દુ ખ મને અસહ્ય થઈ પડયું હું લગભગ વિચારશૂન્ય જેવો બની ગયો મને ખબર નથી કેમ, પણ હુ નારણના ઘર તરફ દોડયો. તે તેના ઘરના પાછલા ભાગમા બેસી લીલા વાસની નનામી બાધી રહ્યો હતો મારા ક્રોધનો પાર રહ્યો નહિ મને એકદમ પેલા માસ્તરોની ચર્ચા યાદ આવી ત્યારપછી એવી વાત મેં અનેક વખત સાભળી હતી તેને એકલાને આમ નનામી બનાવતો જોતા જાણે તે બધી વાત સાચી જ હોય અને પોતાનો કોઈ તાન્ત્રિક પ્રયોગ તે કરી રહ્યો હોય એમ મારી ખાતરી થઈ. એક ક્ષણ જેટલો પણ વિચાર કરવા થોભ્યા વિના હુ તેના પર તૂટી પડયો તેણે મારા તરફ જોયુ તે જ આખ—પણ મારુ ઝનૂન માઝા વટાવી ગયુ. જાણે તે આખમાં શારદાનું મડદું ચિતામાં બળી રહ્યુ છે એમ મને લાગ્યુ નનામીના વાસ કાપવા માટે પાસે પડેલી છરી તેના હૃદયમા મે ભોકી દીધી. પેલી આખ હજુ પણ તેવી જ જુગુપ્સા ઉપજાવતી હતી. તેમાં પણ ગાંડા બની મે છરી ઘુસાડી દીધી. મેં ખૂન કર્યું હતુ તેનું મને ભાન જ ન હતુ, ગાડા જેવો હુ ઘેર આવ્યો તો શારદાના પ્રાણહીન ખોળિયા પાસે કીકી રડી રહી હતી. પોલીસ મને પકડે તે પહેલાં મને કોઈ કહી ગયુ કે નારણની અગિયાર વર્ષની એકપૂરી છોકરી તેના ખૂનના અડધા

કલાક પહેલા ગુજરી ગઈ હતી, પણ તેને ન્યાતબહાર મૂકેલો હોવાથી કોઈ તેને ઘેર ફરકયું ન હોતુ આ સાભળતાં મને લાગેલો આઘાત તમે સહેજે કલ્પી શકશો

" ટૂકમાં મારી આ હકીકત છે એ ઉપર તમારે જે અભિપ્રાય બાધવો હોય તે બાધજો પણ આજે હું મોત જેવડી મોટી કિંમત આપી રહ્યો છું છતા મને એમા સાચુ શું ને ખોટુ શુ તે નથી સમજાતુ એ આખનુ રહસ્ય કોઈ મને સમજાવે તો એક વખત નહિ પણ સાત વખત હુ આવી રીતે ફાસીએ ચડવા તૈયાર છુ . "

આ વાતને આજ વર્ષો થયા છે, પણ પેલી આખો જાણે હજી પણ જોતી હોય એમ મને લાગે છે જેરામનો એ ભ્રમ તો ન હોય ? અને કદાચ એમ કેમ ન હોય કે એ ભ્રમમા સમાજથી તિરસ્કૃત થયેલા એક દુખી પિતાને જેરામે કમોતે માર્યો હોય ? એમ કેમ ન હોય કે નારણની એ આખોમા કદાચ સમાજ-ના આત્માનુ જ પ્રતિબિમ્બ હોય—મલિન, ઘૃણાજનક ? અને નનામી બાધતો એ બેઠો હતો ત્યારે કેમ જાણ્યુ તેના મનમા તેની એ નાનકડી દીકરી સબધી મૃદુ વિચાર, કૂણી લાગણી ભર્યા ન હોય ? .

તે રાતે મને બિલકુલ ઊંઘ ન આવી. જેરામ તો રાતે પણ તેટલો જ સ્વસ્થ હતો સવારે તેણે મને પોતાની કોટડીમાથી કહ્યુ·

" મનુભાઈ, આજ કેવ્હુ પ્રભાત ! કેવુ ખુશનૂમા ખીલ્યુ છે ! "

આ માણસનુ હૃદય તે કેવુક હશે ! તેણે આગળ ચલાવ્યુ.

" તમને એમ નથી લાગતુ મનુભાઈ, કે કદાચ નારણ માટે એ મોત સારામા સારુ હતું ? આ લોકમા તેને માટે શું હતુ ?

લોકો તેનાથી દૂર રહેતા—સ્ત્રીઓ તેનો પડછાયો ત્યજતી. તેની પત્ની એક પઠાણ સાથે વર્ષો પહેલાં નાસી ગયેલી તે કદી પાછી આવી ન હતી. એકપૂરી દીકરી પણ તેને છોડી ગઈ હતી—તે અરસામા એ મોત તેને માટે એક સુખદ નિદ્રા કેમ ન હોય ? અને પેલી આખ ?—આજ હવે મોતની છાયા હેઠળ મને એક વિચાર અશાન્ત બનાવી મૂકે છે—એમ કેમ ન હોય કે જગતનાં અંધારા સળગાવી તેની પત્નીને તે શોધી રહી હોય ? . . પણ આ પ્રશ્નોના ઉત્તર હું હવે થોડા જ વખતમાં મેળવી શકીશ એથી મને આજ સંતોપ છે . . . ”

એટલામાં બહાર પોલીસની સગીનધારી ટુકડીના પગલા સભળાયાં. જાણે એકસામટી સેકડો આખ જેરામની ખોલી તરફ તાકી રહી હોય એમ મને લાગ્યું મારું હૃદય કંપી ઊઠયુ . . .

એવી આંખ તમે કદી નથી જોઈ ? કોણ કહી શકે કે તેમાં પાપ જ ભર્યું છે ? . . અને માણસની આખે શું નથી કર્યું ? . . .

# ગૌરી

પોતાનાં દુર્ભાગ્ય સામે તેણે કદી ફરિયાદ કરી ન હતી. તે દોઢ વર્ષની હતી ત્યારે તેની મા ગુજરી ગઈ સહૃદયી બૈરાઓએ નિસાસા નાખ્યાઃ "ગરીબ બીચારી ગૌરી!" પણ ગૌરી ન તો પોતાનુ દુર્ભાગ્ય સમજી શકી હતી, ન આડોશીપાડોશીઓની સહાનુભૂતિ. પાચ વર્ષની થતા તો તે રોટલા બનાવતા, થોડુંઘણુ રાંધતાં શીખી ગઈ એક વખત ભરેલી તપેલી ઉતારતા તે સાણસીમાંથી લપસી ગઈ, અને તેના હાથ દાઝી ગયા. તે ખોડ જિંદગીભરની રહી ગઇ, પણ ગૌરીએ તે માટે કદી ફરિયાદ કરી નહિ

છોકરાઓ બધા રમતાં કન્યાઓ ગોરવનો ઉત્સવ ઉજવતી, ત્યારે ગૌરી માથે રોટલાનુ પોટકુ મૂકી ખેતરમાં જતી. ઘરડા બાપને રોટલા ખાતો પોતાના નાનકડા હાથ પર મોઢું ટેકવી તે જોઈ રહેતી તે ખાવાનું પૂરુ કરી રહે એટલે ભાથાનું કપડું અને વાડકો લઈ તે પાછી ઘર તરફ વળતી. કોઈક વખતે બાપ કઈ વાત કરે તો તેના મિતાક્ષરી જવાબ—માત્ર હાનામાં આપતી. વાત કરવાની તેને ટેવ જ પડી ન હતી.

અગિયાર વર્ષની થતાં કોઈ એક છોકરાના ઉપરણા સાથે ગંઠાઈ બાપના ઘરમાથી તે ચાલી નીકળી. મહિના પછી ઘેર આવી ત્યારે જાણે એક હાથ પરની નિશાનીને એકલવાયુ લાગ્યુ હોય, કે જગતમા એકલા રહેવુ એ અરસિકતા કે કલાશૂન્યતાની પરિસીમા જેવુ લાગ્યુ હોય—ગમે તેમ હો—ગૌરી પોતાના બીજા હાથ પર પણ એવી નિશાની લઈ આવી હતી: એક દહાડો દાળ બળી જતા સાસુએ વહુની સ્મૃતિને હમેશ સતેજ રાખવા બળતું ઇધણ ત્યા દાબી દીધુ હતુ ગૌરીએ તેની પણ કદી કોઇને ફરિયાદ ન કરી.

સાસુની આવી આ ભરીભરી છાયા ગૌરીને નસીબે દસેક વર્ષ રહી તે જતાં ગૌરી આનદથી નાચી ઊઠી નહિ તેને સભારી કોઇકોઇ વખત એકાન્તમા તે આસુ પણ સારતી. દુ:ખને પોતાનું આત્મીય ગણવાની તેને ટેવ પડી ગઈ હતી.

તેના વરે તેને કદી ભૂસાય નહિ એવા સોળ આપ્યા ને ત્રણ છોકરા આપ્યા મૂગા મૂગા ગૌરીએ તે બન્નેનો સ્વીકાર કર્યો

ત્રણે છોકરા વારાફરતી માદા રહેતા. ગૌરી મૂગીમૂગી અનેક રાતો તેમને માથે હાથ ફેરવી તેમને ઉંઘાડવામા, તેમનાં શારીરિક દુ ખને નિવારવામા ગાળતી પાસેના ઓરડામા તેનો વર દારૂના ઘેનમા બડબડાટ કરતો પથારીમા પડી રહેતો કોઈક વખત તાવથી ધગતા છોકરાના માથા ઉપર તે ઠડા પાણીના પોતા મૂકી રહી હોય ત્યારે લથડિયા ખાતોખાતો તે ગૌરી નિકટ આવતો 'ગ ...ગ ...ગૌરી.... મ ...મ મારી ગૌ ..ઔરી . ' કહી સ્વામી તરીકેની પોતાની રસિકતાનું (!?) તે પ્રદર્શન કરતો. ફાટેલી આખે—બેબાકળા હૃદયે ગૌરી જોઇ રહેતી. પણ કદી તેણે ફરિયાદ કરી ન હતી

ત્રણમાથી તેનાં બે છોકરાં ગુજરી ગયા. તેનો આ લોકનો દેવતા દારૂના ઘેનમા એક દિવસ કૂવામા પડી મરી ગયો. ગૌરી

અનાથ બની, વિધવા બની જગતે તેના દુ:ખ માટે વિધાતાને કડવો ઠપકો આપ્યો, પણ ગૌરીએ માત્ર આંસુ સાર્યાં

*

મૂંગા ઉરની વેદના કેવી હશે તે તો અનુભવી જ કહી શકે, પણ ગૌરીએ પોતાના ઉરની વેદના કોઈ આગળ પ્રકટ કરી ન હતી જગતમા હવે માત્ર તે અને તેનો રમણ અન્યોન્યના આધારરૂપ હતા જે થોડીઘણી જમીન તેને માટે તેનો પતિ બાકી રાખી ગયો હતો તેમાથી કટકેકટકો વેચી તે રમણને ભણાવી રહી હતી રમણ આનંદકલ્લોલ કરતો, રોજરોજ નવા-નવા મનોરથો ઘડતો ખીલી રહ્યો હતો ગૌરીના વેરાન હૃદયમા એથી ક્વચિતક્વચિત્ અમીસિંચન થતુ તેને વહાલનો ઉમળકો આવતો, પણ એ સ્નેહપ્રદર્શનથી રમણ શરમાતો હોય એમ તેને લાગતું એટલે જેમ દુ:ખને તેણે ઉરમા દબાવી દીધુ હતું, તેમ એ બધી ઊર્મિઓને પણ તેણે તેટલી જ ઊડી ડુબાડી દીધી

એક વખત રમણને પરીક્ષા હતી. તેનો મિત્ર તેને બોલાવવા આવ્યો હતો. પરીક્ષાના વિચારમા ગૌરી છેલ્લા ત્રણચાર દિવસથી ઊંઘી ન હતી. 'છોકરો બીચારો કેટલી બધી મહેનત કરતો હતો! આવું અઘરું તે લોકો શા માટે પૂછતા હશે? અને થોડુંક પૂછી પાસ કરી દેતા હોય તો તેમનું શુ લૂટાઈ જાય?' આવા અનેક વિચારો ગૌરીના મનમા આવ્યા હતા. રમણ દોસ્તદારને આવેલો જોઇ ઉતાવળોઉતાવળો ખાઇને જવા તૈયાર થયો ગૌરી તેને જતા જોઇ ડરતાડરતાં બોલી:

"ભાઈ, તમે બન્ને આટલું શુકનનું દહીં મોમા નાખતા જાઓ તો."

રમણ મો કટાણુ કરી, દોસ્તદારનો હાથ પકડી ગૌરીને કોઇ પણ જાતનો ઉત્તર આપ્યા વિના નિશાળ તરફ ચાલ્યો ગયો.

શુકન ને મુહૂર્ત—એ બધું બૈરાંઓ માટે—મરદોને એ ન ગમે એમ ગૌરીએ પોતાના મનનું સમાધાન કર્યું

રમણને છોકરાઓ સાથે વાતો કરતાં, રમતા, કલ્લોલ કરતા જોઇ તેના પ્રાણમાં કોઇકોઇ વખત તીવ્ર તરસ જાગતી. ફરીથી પોતાના ખોળામા તેને બેસાડી તેના માથા પર હાથ ફેરવતા ફેરવતા સુખદુ:ખની વાતો કરવાનુ તેને મન થતુ. પણ તરત જ તેને લાગતુ 'આવો ભણેલો છોકરો, એને એથી શરમ ન આવે ? અને રમણ તેની સાથે વાતે શું કરે ? એમા એ બીચારો શું કરે ?' રમણ પ્રતિનો પોતાનો પ્રેમ અનુત્તર જ રહે એ ગૌરીને તદ્દન સ્વાભાવિક લાગતું તેના હૃદયે તે માટે કદી પણ ફરિયાદ કરી ન હતી

×

રમણ હવે તો કોલેજમા દાખલ થયો હતો. બે વરસ પછી તો તે મોટો ડૉક્ટર બનવાનો હતો. ગૌરીએ જમીનના લગભગ બધા જ ટુકડા તેને ભણાવવા માટે વેચી દીધા હતા. અને હવે બે વરસ તો ગમે તેમ કરીને ખેંચી કઢાશે. અને રમણ ડૉકતર બને પછી કંઇ થોડું જ દુ:ખ રહેવાનું છે ? અને આડોશીપાડોશી બૈરાંઓ પણ શું કહેતા હતા ? પેલે દિવસે રતનને ત્યા પાપડ વણતા પ્રેમીએ નો'તુ કહ્યુ: "બા, ગૌરીનો તે કંઇ છોકરો છે ! ગામમા એના જેવો ભણનાર તો બીજો કોઇ જ નહિ !"

અને રૂખીએ તરત જ કહ્યુ હતુ ને કે:

"હવે બહેન, ગૌરીને એકબે વરસ કાઢવાના છે. પછી તો તે આપણને બધાને યાદ નથી કરવાની. પછી તેનો રમણ ભલો, તેની વહુ ભલી, દવાખાનુ ભલું ને તે ભલી, કેમ ખરું ને ગંગી-બહેન ?"

પણ ગંગી જવાબ આપે તે પહેલા જ ગૌરી બોલી

"બહેન, વહુ તો આવશે ત્યારે. પણ મારે તો મારું આ ગામ ભલું ને હું ભલી. છોકરા ભણેગણે, મોટા થાય ને કુશળ રહે એટલુ ઓછુ છે?"

"ના, ના, ગૌરી; એવું કેમ કહે?" પાપડને તડકે મૂકવા સૂપડુ ઉપાડતા ઉપાડતાં રેવા બોલી. "છોકરાંને ભણાવીએ ગણાવીએ તો ઘરડેઘડપણ હાથલાકડી થાય તે માટે કે કઇ બીજું? એ બે વરસ તો ગૌરી, જોતજોતામાં જતા રહેશે. અને તારો રમણે ભણવામા કઇ જેવો તેવો છે!"

ગૌરીને આ વાત વારંવાર યાદ આવતી, અને રમણના ખર્ચને હવે કેમ પહોચી વળવુ તેની અનેક યોજના તે ઘડતી એક દિવસ મછા કોળણ દૂધીનો ટોપલો લઇ બજારમા વેચવા જતી હતી તેને તેણે બોલાવી

"મછા, મને આવો ટોપલો નહિ આણી આપે?" તેણે ભરેલો ટોપલો ઉતારવામા મછાને મદદ કરતા કહ્યુ.

"કેમ ગૌરીકાકી, ભાઇના વિવાહ નક્કી થયા છે?"

"નહિ બહેન, નહિ; વિવાહને તો હજુ વાર છે"

"ત્યારે તમને દૂધીની કેમ જરૂર પડી?"

"મને થાય છે કે હું પણ તારી સાથે વેચવા આવુ."

મછા આખ ફાડી જોઇ રહી. ગૌરી બજારમા શાકભાજી વેચવા બેસે!

"બહેન, કેમ એમાં ગભરાઇ ગઈ? જો, હુ ઘરમા એકલી વખતે કેમ ગાળુ? જરાક મજૂરી કરું તો તબિયતે સારી રહે ને બે પૈસા પણ બચે."

મછા આ વાત પર વિચાર કરતાં કરતાં તે દિવસે તો ચાલી ગઈ. પણ બેત્રણ દિવસ પછી તેની સાથે માથે શાકભાજીનો ટોપલો લઇ બજાર તરફ ગૌરીને જતી જોતા લોકો વિસ્મયથી જોઇ રહ્યા.

*

ઇન્ટર એમ બી બી. એસ ની પરીક્ષા માટે વાંચવા રમણ ઘેર આવ્યો હતો ગૌરી હવે ભારે મૂઝવણમા આવી પડી મછાને મજૂરી આપી શાકભાજીનો ટોપલો તો તેણે બજારમાં પહોચે એવી વ્યવસ્થા કરી. પણ રમણ જાણશે તો ! તેને માઠુ નહિ લાગે ? ઇશ્વરે કેવો છે ! આવા છોકરાને બીચારાને ગરીબને ત્યા શા માટે નાખ્યો હશે ! મછા જોડે ગૌરીએ વ્યવસ્થા કરી કે બપોર સુધી મછાએ ભાગમા વેચવું 'ભાઇ'ને જમાડી બપોર પછી તે પોતાનો ટોપલો સભાળી લેશે.

રમણ તો પોતાની વાચવાની ધૂનમા હતો. તેમ ગૌરી પ્રત્યે અપાર પ્રેમ હોવા છતા તેના મનની, હૃદયની કે જીવનની વિગત સમજવાનો તેને કદી ખ્યાલ જ આવતો ન હતો. તે જાણતો હતો કે બાએ બીચારીએ ખૂબ દુ ખ વેઠ્યું છે પણ એટલો વિચાર માત્ર જ તે દુ ખ પાછળ રહેલી માનસિક વેદના તેને સમજાઇ ન હતી. ગૌરી જોડે કોઇક વખત તે વાત કરવા પણ બેસતો, પણ પાંચેક મિનિટમાં તે અકળાઇ જતો તેનુ મન અનેક તરંગે ચઢી જતુ ગૌરીને લાગતુ—છોકરાને બીચારાને આટલુ બધુ વાચવાનું તે વાતે શું કરે ?—જો કે હકીકત તરીકે ગૌરીની એ માન્યતા સાચી હતી એમ ન હતું કલાકો સુધી દોસ્તદારો સાથે ગપ્પા મારવાનો તેને અવશ્ય વખત મળી શકતો હતો, પણ ગૌરી એ ગપ્પાને આવશ્યક લેખતી થાકેલુ, વાચીને કટાળી ગયેલુ મગજ એટલો આરામ ન લે તો ગાડુ ન બને ?

રમણ એક દિવસ બપોર પછી પોતાના એક મિત્ર સાથે બજાર તરફ ફરવા નીકળ્યો ચારેક વાગવા આવ્યા હશે કાછિયાઓ રાગડા તાણીતાણી ઘરાકોના ધ્યાન પોતા તરફ ખેચી રહ્યા હતા એવામા ' રીંગણાં લ્યો રે, બે પૈસે શેર રીંગણાં . . . ' એવા

અવાજે રમણ ચમક્યો, દોસ્તદારનો જોરથી હાથ પકડી તે સપાટા-બેર ત્યાંથી ચાલ્યો ગયો

રાત્રે જમવા બેસતી વખત તેણે ગૌરીને પૂછ્યુ: “બા, બપોરે તું ક્યા જાય છે ?”

ગૌરીનું મો પડી ગયુ. જાણે તેણે તે સાભળ્યુ ન હોય, તેનુ ધ્યાન કોઈ બીજી જ વાતમાં હોય તેમ તે બોલી:

“ભાઈ, આ તારુ તે કઈ ભણવાનુ છે! તારી પેલી ચોપડી આજ હેઠે પડી ગઈ હતી ને ઉપાડી પાછી મૂકતાં મારા હાથમા પણ કળતર થઈ આવ્યું ”

“હા, તે હશે બા, પણ તુ બપોરે ક્યા જાય છે તે મને કહે ”

ગૌરીને ખાતરી થઈ કે રમણને ખબર પડી ગઈ છે, છતા તે ન જાણતો હોય તો કેવુ સારુ ! તે ધીમે રહી બોલી:

“ભાઈ, મારી હવે શી ચિન્તા ? હુ તો હવે ધરડી થઈ. બપોરે ઘરમા એકલા ન ગમે તે વખત ગાળવા આમતેમ ફરી આવુ ”

“બા, તું એમ મને ઉડાવ નહિ ” રમણની આંખમા આસુ હતા “આજ મેં તને બજારમા જોઈ .” તેનાથી વધુ બોલી શકાયું નહિ. પોતાના ઉરનો ઊભરો શમાવી તે બોલ્યો: “નહિ–કદી નહિ—બા, તને એ હવે કદી નહિ કરવા દઉં.”

ગૌરીને હમેશ રમણનો જે ડર લાગતો તે આજ તે ભૂલી ગઈ રમણને માથે વહાલભર્યો હાથ ફેરવતા તે બોલી:

“માગે લાડકો કની જો ભાઈ, એમા શુ બગડી ગયુ. ”

પણ તે આગળ બોલે ને પહેલા રમણ જાણે બૂમ પાડી ઊઠ્યો. “ના, ના, કદી નહિ—જો કાલે તુ જાય તો ”

પણ બે દિવસ પછી તે પરીક્ષા આપવા મુબઈ જવાનો હતો ત્યારે વધુ નહિ તો ગાડીના જ પૈસા ક્યાથી લાવવા તેનો તેણે

કઈ વિચાર કર્યો હતો ? પોતાના નાટક, સિનેમા અને ટેનીસ રેકેટના પૈસા ક્યાથી આવતા હતા તે કોઈ દિવસ જાણવા તેણે પરવા કરી હતી ?

પણ ગૌરીએ કદી પણ ફરિયાદ કરી જ ન હતી.

*

રમણને પરીક્ષાના—છેલ્લી પરીક્ષાના હવે બે જ મહિના બાકી હતા. ગૌરી હવે તો દિવસો અને કલાક ગણી રહી હતી વેદનાથી ભરેલી તેની જીવનહોડી હવે કિનારે પોતાનો બધો બોજો ઠાલવી તેમા સ્વપ્નોના ઝવેરાત લાદી દૂર સુદૂરની સફરે પાછી ઉપડવાની હતી મછા આગળ કદી કદી તે પોતાના ઉરના આગળા ખુલ્લા મૂકી દેતી, અને જગતમા અન્ય કોઈએ ન જોયુ હતુ તેમા ક્વચિત્ક્વચિત્ એ ભોળી કોળણને ડોકિયા કરવા દેતી ગૌરી માટે મછાના હૃદયમા અખૂટ સહાનુભૂતિ પ્રગટી હતી રમણની વાત કરતા કરતા તે કહેતી.

" ગૌરીકાકી, હવે તો બે મહિના છે, પછી મને પણ તમે સાથે જ લઈ જજો ભાઈને કોઈ નોકરની તો જરૂર પડશે જ ને ? "

ગૌરી હસી કહેતી " મછા, તુ તો ગાડી છે. હુ મારુ ઘર છોડી થોડી જ જવાની છુ ! ભાઈને બીચારાને ઓછા લફરા છે કે હું પાછી ગળે પથરા જેની વળગુ ? બહેન, ઘરડા તો પોતાની ઝૂપડીમા જ રૂડા. "

મછા એ સાભળતા મુખ મલકાવી કહેતી " હુ જાણુ છુ ગૌરીકાકી, હુ જાણુ છુ એ બધુ. એમ કહોને કે તમારે મને સાથે નથી લઈ જવી ! પણ એમ કંઈ તમને હું છોડવાની નથી. તમે નહિ માનશો તો ભાભી આવશે તેમને કહીશ કે હુ તો આવવાની જ—મને નહિ લઇ જાવ તો મારા સમ ભાભી "

ગૌરીના મુખની ધરડી કરચલીમાં સ્મિતની રેખાઓ ઉપસી આવતી, અને મછા પર તે વહાલભરી નજર નાખતી એક દિવસ આવી રીતે તે બન્ને વાત કરી રહ્યાં હતા એવામા એક ગાડીવાળો કહેતો ગયો·

" ગૌરી, તારો રમણ આવ્યો "

બન્ને જણ તે સાભળતાં ચમક્યા ગૌરીનુ હૃદય કુશકાથી ધ્રૂજી ઊઠ્યુ. તેનો કઈ કાગળ તો હતો નહિ—ને આજે આમ અચાનક કેમ ? શું તે માંદો તો ન થઈ ગયો હોય ? શું થયુ હશે ? અરે ! રામ ! . . રે હરિ ! ગૌરીને આખે અંધારાં આવ્યા, તેનુ શરીર ધ્રૂજવા લાગ્યું મછા ધીરજ દેતી બોલી·

" આમ ગભરાઓ છો શું ગૌરીકાકી ? કંઈ એવુ હોત તો અભરામ કહેને નહિ ? પેલે વરસે આવેલા ને તેમ ભાઈ વાચવા આવ્યા હશે. જાઓ તમે, હું બાકીના આ ચિભડા વેચીને આવીશ ભાઇને પાકા ટામેટાનો રસ બહુ ભાવે છે. તમારાં તો થઈ રહ્યા છે, પણ મારી પાસે આ થોડા રહ્યાં છે તે લેતા જાઓ હુ ખરૂ કહું છુ ગૌરી કાકી, ઈશ્વર સૌ રૂડા વાના કરશે. ભાઈ વાચવા જ આવ્યા છે "

ધડકતે હૃદયે ગૌરી ઘેર ગઈ. રમણ તેને જોઈ આનંદથી બોલી ઊઠ્યો·

" બા, તબિયત તો સારી છે ને તારી ? મે ભણવાનું છોડી દીધુ "

ગૌરીનો જીવ જરા હેઠો પડ્યો. પણ ભણવાનું છોડી દીધુ—એ શું ?

પણ પ્રશ્ન પૂછવા તે ટેવાઈ જ ન હતી.

*

પરીક્ષાને માંડ બે મહિના બાકી રહ્યા હતા. પણ જ્યાં સર્વસ્વને હોમવાની હાકલ થઈ ત્યાં એ પરીક્ષાનો શો હિસાબ? અને એવી ગણતરી કરવા જો દરેક બેસે તો પછી થઈ જ રહ્યું ને! રાષ્ટ્રની—માનવજાતની પ્રગતિ જ અટકી પડે ને! રમણે તેથી પોતાના અંતઃકરણના અવાજને વફાદાર રહી મો સુધી આવેલો કોળિયો પડતો મૂક્યો હતો. અસહકાર કરી તે ઘેર આવ્યો હતો.

ગૌરી ધીરેધીરે એ બધું સમજી. કેટકેટલા વર્ષોનાં સ્વપ્નાઓ— કેટકેટલાં વર્ષની આશાઓ!—પણ તે બધું ભ્રમ; ભ્રમ!—કેવળ ભ્રમ! એ દાક્તરીને શું કરવી હતી? લોકને જ્યાં પેટપૂરતું અન્ન ન હોય, દેશ જ્યાં અનેક બંધનો હેઠળ રિબાઈ રહ્યો હોય ત્યાં બીજો વિચાર જ કેમ આવી શકે! મંછાને ગૌરી પોતાના ઉરની આ વાત સંભળાવી રહી હતી. મંછાએ એક ઘરાકને બજાર ચીભડાં તોળી આપી, પૈસા ગણી લઈ ગૌરી તરફ જરાક ફરીને કહ્યું:

"ગૌરીકાકી, લોક કહે છે કે ભાઈએ જરાક ભૂલ તો કરી જ. જરા બે મહિના ધીરજ રાખત તો શું ખાટુંમોળું થઈ જવાનું હતું?"

"તું યે હજી એવી જ રહી, મંછી," ગૌરી પોતાનું ઘરડું મુખ જરા ગંભીર કરી બોલી: "આ તે કંઈ ભણવાનો વખત કહેવાય? ભાઈને જ તું પૂછી જોજેને. મહાત્માજી ને આ ને સરોજિનીદેવી ને એવાં બધાં આજે કેદમાં જઈ બેઠાં છે ત્યારે કંઈ ભણવાનો વખત છે!"

"પણ ગૌરીકાકી, તમારે ઘરડેઘડપણ બે દહાડા નિરાતના . . "

તેને અડધેથી જ અટકાવી ગૌરી બોલી: "મંછી, નિરાત

જ છે ને ! ભાઈ કુશળ છે ત્યા સુધી બધુ કુશળ જ છે, અને મને હવે દુખે શું છે ? તારી સાથે રોજ જો ને વાતમાં ને વાતમાં વખત પણ કેવો જાય છે ! ”

“ તે તો ખરુ, ગૌરીકાકી પણ ભાઈ દવાખાનુ કાઢતે, તમે ઘડી બેઘડી હીંચકા પર બેસતે, વહુ તમારા ખોળા પર બેસવા તમારી સાથે રિસાતે— ”

“ બહેન, ભાઇને હવે તે બધુ નથી ગમતુ. ને વાતે ખોટી નથી જ ને ? તે કે'છે કે આજુબાજુ જ્યા લાખો ને કરોડો લોકો ભૂખે મરતા હોય, અનેક રીતે રિબાતા હોય ત્યા માણસને સુખે બેસી રોટલો ખાવો ભાવે જ કેમ ? ને તે તો કહે છે ‘ બા, મ છા ને તુ કબૂલ થાઓ તો આપણા ઘરમા બહેનોની છાવણી ખોલીએ. આજે તો બહેનો જ બધે મોખરે છે ઉદ્ધાર તેમના જ હાથે થવાનો છે. ’ અને એ ખોટુ છે એમ થોડુ જ કહેવાય, મંછા ? પણ મને ઘરડેઘડપણ એ જરા નવુનવું લાગે છે એટલે ગભરાટ થાય છે . ”

“ ગૌરીકાકી, બટાકા કેમ આપ્યા ? ”—એ અવાજે ગૌરીની વાત અડધેથી અટકી “ ઓહો ! કોણ મનહરભાઈ, આવોને ભાઈ, આજ ઘણે દહાડે દેખાયા વહુનુ શરીર તો સારુ છે ને ? ” ગૌરીએ ઘરાક તરફ જોઈ પૂછ્યુ અને જવાબની રાહ જોયા વિના જ ઉમેર્યુંઃ “બટાકા આને શેર છે તાજા જ આવ્યા છે, સરસ છે, કેટલા જોખુ ?” એમ કહી ત્રાજવામા બશેરી મૂકી તેણે બટાકા ભરવા માડ્યા. મનહરે તે જોઇ કહ્યુ ‘ કાકી, આજ તો દોઢ શેર જ જોઇએ છે.”

“ વારુ ભાઇ, ત્યારે દોઢ શેર; લાવો તો તમારી ઝોળી ” એમ કહી તેના હાથમાથી ઝોળી લઈ આજુબાજુ નજર નાખી કોઇ ન જુએ તેમ પોતાના સોડિયામાથી પત્રિકાનો એક થોકડો

કાઢી થેલીમા નાખી દઇ ચપ દઇ તે ઉપર બટાકા નાખ્યા. મછા આ જોઈ રહી

" મનહરભાઈ, જો જો હ, બરોબર જાય, " ગૌરી મનહરને કોથળી આપતા બોલી.

" કાકી, શું બરોબર જાય ? "

સૂચક રીતે ગૌરીએ પોતાની ઘરડી નજરમા એક નવુ જ તેજ પ્રગટાવી મનહર તરફ જોયુ. મનહર સમજ્યો—હસ્યો—બોલ્યો.

" ગૌરીકાકી, તમે ય જબરા છો હો ! " મનહર સપાટાભેર ત્યાંથી ચાલ્યો ગયો. ગૌરીએ છુટકારાનો જાણે એક દમ ખેચ્યો. મછા જરા લાડ કરતા બોલીઃ

" ગૌરીકાકી, તમે તો હવે બાર વગાડવાના. પકડાયા તો આપણા બન્નેના ભોગ. "

" ગાડી, એમા શું ? બહુ તો આપણને તે લોક લઇ જશે એટલુ જ ને. "

" પણ બા, મને તો બીક લાગે મૂવાઓની નજર જ કેવી ! નર્યા જમ જેવા "

" તુ તો અમથી ડરે છે તે બીચારા શું કરી શકવાના હતા ? . અરે ! ચચળબહેન, આવો ને ! " એક આધેડ બાઇને પાસેથી જતા ગૌરીએ બૂમ પાડી.

" કેમ ગૌરી, હજુ વે'ગણ વેચાઇ નહિ રહ્યા ? " ચચળે ગૌરી પાસે આવતા પૂછ્યુ

"વેગણ તો વેચાઇ જશે પણ કાલે તમે કયા હતા ? તમારો રેંટિયો સમારવા રમણ આવ્યો હતો "

" અરે ! ત્યારે તો હુ જરા ઠાકોરજીના દર્શને ગઈ'તી આજ મોકલજો ને "

"પણ ચંચળબહેન, આ વાયલ તો કંઇ ઠીક નથી લાગતી; તમે ખાદી કેમ નથી ખરીદતા?"

"હવે આ ફાટે એટલે બહેન, ખાદી જ પહેરવાની છુ . . "

*

આ ઘટનાને ૭ મહિના વીતી ગયા છે. ગૌરી હવે ઘરમાં એકલી જ છે. રોજ તે બજારમાં શાક વેચવા જાય છે, સાંજે ઘેરે આવે છે. મૂંગા ઘરમા આંસુ સારી ઊંઘી જાય છે. કોઈક દિવસ અંગ કળતા હોય છે ત્યારે ટોપલો ઊંચકવા જેટલી શક્તિ શરીરમા રહેતી નથી મૂંગે મોઢે તે ઘરમાં પડી રહે છે બે વખતની જગ્યાએ એક વખત સૂકો રોટલો ને મીઠાની બે ગાંગડી ખાઇ ચલાવી લે છે. મંછા કોઇક દિવસ આવી જ્યારે આગ્રહ કરે ત્યારે વળી બે વખત જરા મોં માંડે છે. રાત્રે ઘણી વખત ગામના તળાવ પાસે ચાર રસ્તા આગળ તે જાય છે; તે રસ્તાની વચમાં તાજેતરમા એક બાવલું મૂકાયુ છે. બાવલા નીચે 'શહીદ રમણલાલ' એવા શબ્દો કોતરાયા છે. મૂંગી મૂંગી તે બાવલા પ્રતિ કલાકોના કલાક મીટ માંડી જોઇ રહે છે. તેનો આખો પાલવ ભીંજી ગયો હોય છે તેનો તેને ભાગ્યે જ ખ્યાલ રહે છે. . .

રમણસ્મારકફંડમાથી અનેક ગરીબ છોકરાઓ ભણે છે. ગામગામમા જાહેર પ્રવૃત્તિઓ અર્થે રમણસ્મારકફાળો ઉઘરાવાય છે. ગામગામમા તેની છબીઓ લટકે છે કવિઓ તેના પર કવિતા રચે છે. ગૌરી મંછા સાથે બજારમા બેસી શાક વેચે છે. શૂન્ય દરિદ્રી ઘરમાં પોતાની લાંબી રાત તે મૂગે મુખે વિતાડે છે—કોઈક દિવસ રોટલાના અભાવે અપવાસ કરીને પણ ચલાવી લે છે.

ગૌરીએ કોઈ દિવસ ફરિયાદ કરી જ નથી. ગૌરી કોઈ દિવસ ફરિયાદ કરવાની જ નથી.

# પ્રતીક

"રમા, ડોક જરા તે બાજુ. . .હં. હં. બસ ! અને પોપચાં સહેજ ઢળતાં . .જરાક . . ના, ના, એટલાં બધા નહિ—"

"જાઓ હું કંઈએ બેસતી નથી," રમાએ ચિડાવાનો ઢોંગ કરતા કહ્યું: "હુ કંઈ ઢીંગલી થોડી જ છુ તે 'રમા, આમ જો ને તેમ જો . રમા, લટ આમ રાખ—ને રમા, નાચ' ને એવું બધું સાભળી તે પ્રમાણે કર્યા કરુ !"

"મે વળી તને નાચવાનું ક્યારે કહ્યું, રમા ?" સુરેશથી આ અસત્ય કથન ન સહેવાયું.

"તે નાચવાનું આથી વળી જુદુ હશે, કેમ ?"

સુરેશને બાલ્યમા તેની માતા કમળાએ રામાયણની કથા અપાર રસ સાથે સંભળાવેલી. તે કથા સાભળતાં રામાયણનાં પાત્રો સુરેશના મનમા જીવન્ત બની ગયાં હતા તેમા પણ સીતાની મૂર્તિ તો તેની દૃષ્ટિ સમક્ષ એટલી સજીવ હતી કે ભાગ્યે જ એવો કોઈ દિવસ ઊગતો જ્યારે જાગતાં પહેલી સ્મૃતિ તેને સીતાની ન થઈ હોય, તેમ ભાગ્યે જ કોઈ એવી રાત જતી જ્યારે ઊંઘતા તેના

મન સમક્ષ છેલ્લો વિચાર, છેલ્લું ચિત્ર એ પ્રતિમા ન હોય. નિશાળેમા જ્યારે તે ચિત્રો દોરવાનુ શીખવા મડ્યો ત્યારે તેને સીતાની એ પ્રતિમા ચીતરવાનું મન થતુ; પણ તે તેની કાચી રેખામા કેવી રીતે ઊતરે? પોતાની બધી અભિલાષાઓમા, તેના સર્વ વિચારોમા તેની આ મહત્ત્વાકાક્ષા પ્રધાનપદે હતી એ જ એક ઇચ્છાને લીધે તેણે પોતાની બધી શક્તિ એક પ્રતિભાસપન્ન ચિત્રકાર થવા પાછળ યોજી અવશ્ય, સુરેશની શક્તિ અસાધારણ હતી વિદ્યાર્થી અવસ્થામા જ તેનાં ચિત્રો દ્વારા તે શિષ્ટ સમાજમાં જાણીતો થયો હતો પોતાની આ મહત્તા, આ કીર્તિ જેને આભારી હતી તે પોતાની પ્રેમાળ માતાને સુરેશ પોતાના બધા સ્વપ્ન કહેતો એક વખત તેણે તેને કહ્યું

"બા, યાદ છે સીતાજી વાલ્મીકિના આશ્રમમાંથી પાછા આવ્યા અને ધરતીમા કેમ સમાયા તેનુ જે તેં હૃદયભેદક વર્ણન કર્યું હતું તે? મને તે પ્રસગનુ ચિત્ર દોરવાની ખૂબ ઇચ્છા થાય છે સીતાજીના મુખ ઉપરનુ તે વખતનુ અપાર સૌજન્ય, અખૂટ પ્રેમ, અને જાણે આખા બ્રહ્માડને રડાવે એવી વિષાદની ઘેરી છાયા, એ બધુ એક દિવસ મારે પીંછીમાં ઉતારવું છે. તેમ સ્વયવર-પ્રસગના સીતાજી તો મને ડગલેપગલે યાદ આવે છે તેમના મુખ ઉપરનો મુગ્ધ ભાવ, તેમના નેત્રોમાંથી નીતરતી નિર્દોષતા, શુચિતા અને પ્રેમની દિવ્ય જ્યોત એના તો મને ક્ષણેક્ષણે સ્વપ્ન આવે છે સૌથી પહેલા મારે એ ચિત્ર ચીતરવું છે."

કમળા સુરેશની આ અભિલાષા રસપૂર્વક સાભળી રહેતી, અને પછી તેની ઉપર હેતભરી નજર નાખતા ધીમે રહીને કહેતીઃ

"આજ સુધી તો કોઈ સીતાજીને ચીતરી નથી શક્યુ, સુરુ. પણ તેથી એવું નથી કે તેમને કોઈ ચીતરી જ ન શકે. પણ તારે એ ભૂલવું ન જોઈએ કે બ્રહ્માએ જગત સર્જ્યું ત્યારે પ્રેમ,

પવિત્રતા, સહૃદયતા, સ્વાર્પણ, સૌજન્ય, સત્ય અને સૌન્દર્યની તેણે જે પરિસીમા કલ્પી હશે તેના જીવન્ત પ્રતીકરૂપ સીતાજી હતા તેમને વાણીમાં કા તો એક વાલ્મીકિ ઉતારી શકે કે તુલસીદાસજી. રેખામા ઉતારવા તો તારે એ બન્નેના જેવા થવું પડશે. અને તેમના જેવા થવુ હોય તો તારે તેમના જેવુ હૃદય રાખવુ પડશે. વાલ્મીકિજીને રામાયણ લખવાની પ્રેરણા કેવી રીતે થઈ તે તો તને યાદ છે ને ?"

સુરેશે હકારમાં માથું હલાવ્યુ.

"તો તારે પણ તેવા થવુ પડશે એકલી મહત્ત્વાકાક્ષા સેવ્યે કંઈ ન વળે, તેને માટે યોગ્યતા પણ મેળવવી પડે આપણા શાસ્ત્રોમા જે ઉગ્ર તપની વાતો આવે છે તે એ યોગ્યતા માટેના જ પ્રયાસ તે માટે કોઈએ મંસાર છોડી જંગલમા નાસી જવાનુ નથી હોતુ સસાર અને જગલ એ બધા તો મનના રમકડા છે, નહિ તો જગલમા રહેનાર દરેક જણ કેમ યોગી નથી હોતુ ? અને સુરુ, તને તારી માના કરતા વધુ સારી રીતે બીજુ કોણ ઓળખે ?"

સુરેશને પોતાની માની આ બધી લાબી લાબી વાત અર્થ-વિનાની લાગી પોતે એક ચિત્ર સર્જવાની વાત કરી તેમા આ બધાનો શો મેળ ? પણ સુરેશને કમળા પ્રત્યે અપાર વહાલ અને પૂજ્યભાવ હતો, એટલે રસ ન પડવા છતા તે તેની વાત સાભળ્યે જતો હતો

કમળાએ આગળ ચલાવ્યુ. "સુરુ, તને યાદ છે પેલી તારી ઇન્ટરની પરીક્ષાવાળી વાત ? તને આશા હતી કે તું પહેલો આવીશ; પણ મહેશને તારા કરતાં વધુ ગુણ મળ્યા તે પહેલો આવ્યો, અને તું બીજો ત્યારે તે મને શુ કહેલુ ? તે કહેલુ ને કે મહેશે લાચ આપી કારકુનોને કોડી પેપર આગળથી મેળવ્યા હતા ? ભાઈ, સીતાજીને એમ ન ચીતરાય"

સુરેશ અકળાયો: " બા, તે શું તુ મને ખોટો ઠેરવે છે? અને આમ શીદ આળ ચડાવે છે?"

ખોટો નથી ઠરાવતી, ભાઈ દુનિયા બધી કદાચ તને ખોટો ઠરાવે, પણ તારી મા તને કદી પણ ખોટો કહે ખરી? અને જો તારી મા જ તારો કંઈ દોષ કાઢે તો સુરુ, વિચારી જોજે કે માના હૃદયમા એ દોષ બતાવતા કેવી વેદના થતી હશે. તારામા એટલું ન હોત તો તારી એકેએક મહત્ત્વાકાંક્ષા માટે હું પણ આશાની મોટી-મોટી ઈમારત બાંધત અને નિશ્ચિંત રહેત. મહેશ તારો હમેશનો મિત્ર, તમે બન્ને સાથે હરોફરો, સાથે વાચો, સાથે રમો. પણ તારો નબર ઊતર્યો એટલે તેને માટે આવુ કહેતા તને વિચાર પણ ન આવ્યો!"

સુરેશ હવે ચિડાયો. ગુસ્સામા તે પોતાનો દોષ જોવા અસમર્થ હતો. મહેશે લાચ આપી પેપર અગાઉથી મેળવ્યા હતા એમ સિદ્ધ કરવા તેની પાસે એકે પુરાવો ન હતો, તેમ સુરેશ વિના બીજા કોઈને મોઢેથી એ વાત નીકળી પણ ન હતી, પણ પોતાની મા જ તેને આમ ખોટો ઠેરવે એ અસહ્ય થઈ પડ્યુ જો બીજુ કોઈ તેને એવુ કહેત તો તેની સાથે લડ્યા વિના તે રહેત નહિ તે કમળા ઉપર ખરેખર ચિડાયો તેણે ગુસ્સામાં કહ્યુ·

" તુ તારે ગમે તે કહે. સીતાજીને જ્યારે ચીતરી બતાવીશ ત્યારે તારી ખાતરી થશે કે હું બડાશ નથી મારતો. બાકી, મહેશે કારકુનને ફોડેલો એ એક વાર નહિ પણ સત્તર વાર ખરુ, ખરુ ને ખરું —" આમ તે આવેગમા બોલ્યો તો ખરો, પણ તેનુ મુખ પડી ગયુ.

સુરેશમા આ જ એક મોટી ત્રુટિ હતી, બીજી બધી રીતે તે સકલગુણસપન્ન હતો પણ તેની આ ત્રુટિ ચંદ્રના કલકની જેમ તેની માના હૃદયમા ખટકતી તેણે પોતાના માતૃહૃદયને અનેક

રીતે તેની સમક્ષ ખાલી કરી તેની એ ત્રુટિ બતાવવા પ્રયત્ન કરેલા. પણ પ્રકૃતિં યાન્તિ ભૂતાનિના નિયમે સુરેશ નિશ્ચય કર્યા છતાં અજાણતાં લપસી પડતો, પણ કમળા નિરાશ થઈ ન હતી. તેની એક બહેનપણીની પુત્રી રમાનો અભ્યાસ થોડા વખતમાં પૂરો થવાનો હતો રમાના અણુઅણુમાં એક હિંદુ કન્યાનુ સૌજન્ય નીતરતુ હતુ. તેની માતા એક સંસ્કારી અને સહૃદય બાઈ હતી. રમામા તેના એ ઉચ્ચ સસ્કાર અને સહૃદયતા ઊતર્યા હતા તે ઉછાછળી ન હતી, તેમ સાથે પડદા હેઠળ કચરાઈ રહેલી જૂના જમાનાની ‘ગરીબ અબળા’ જેવી પણ ન હતી વિનોદ, તોફાન વગેરેમાં તે પાછી પડે એમ ન હતી, પણ તે બધાનુ તે પ્રદર્શન કરતી નહિ, કે સૌ કોઈને તેનો લાભ ન આપતી પોતાના ભાઈ સાથે કે બહેનપણીઓ સાથે કે ખાસ મિત્રો સાથે હોય ત્યારે તે અનેક વખત તોફાનમા આગળપડતો ભાગ લેતી, અને બધાને હફાવતી; પણ સામાન્ય રીતે વિદ્યાર્થીઓમા તે અત્યત ગભીર લેખાતી, અને તેની સાથે વાત કરવાની અનેકને ઊર્મિ થતી, પણ કોઇ તેની નિકટ જવાની હિમત કરી શકતું નહિ. તેની ગૌરવયુક્ત મુખકાન્તિથી સૌ કોઈ અંજાતું, તેની હાજરીમા વધુપડતી છૂટ લેવાની કોઇની હિમ્મત ન ચાલતી. છતાં સહુ કોઈને તેને માટે અપાર સદ્ભાવ થતો. સુરેશની માને થતું કે રમા સુરેશના જીવનની સુકાની બને તો જે ખડક ઉપર તેની જીવનનાવ અથડાવાની તેને ભીતિ લાગ્યા કરતી હતી, તે ખડક આગળથી તે તેને કુશળતાપૂર્વક અવશ્ય હકારી લઈ જઈ શકે. એક દિવસ તેણે સુરેશને પૂછ્યુ

“ સુરુ, કાન્તામાસીને ત્યાં કોઈ વખત જાય છે કે ? ”

“ હા, બા, ગઈ કાલે જ રમાએ અમને એત્રણ જણને નિમંત્ર્યા હતા. ”

"કેમ ?"

"તેને મારા ચિત્રો પોતાના ભાઈ અને બીજા મિત્રોને બતાવવાની ઇચ્છા હતી."

"રમાને હવે કેટલુ બાકી રહ્યું ?"

"હજુ બે વર્ષ. મારા કરતા તે એક વર્ષ પાછળ છે."

સુરેશ જરા વાર ચૂપ રહી બોલ્યો: "બા, એક વાત કહું ? તુ પાછી તારુ પુરાણ ખોલવા માડશે—જો તેમ હોય તો પહેલેથી જ માંડી વાળુ."

કમળા હસી તેણે હેતભર્યા અવાજે કહ્યું. "ના, ના, સુરુ; તું નાહક ગભરાય છે મારું એ પુરાણ તને ન ગમતું હોય તો મારી પાસે થોડું જ ફાજલ પડયુ છે ? જા, તને અભયવચન આપુ છુ."

સુરેશથી હસ્યા વિના નહિ રહેવાયુ તેણે જરા ગભીર બની કહ્યુ "પેલી વાત તને યાદ છે ને—સીતાજીના ચિત્રવાળી ? જ્યારે જ્યારે હુ રમાને જોઉ છુ ત્યારે ત્યારે મારી એ અભિલાષા જાગ્રત થાય છે તને નથી લાગતુ બા, કે રમાની એકેએક રેખામાથી સીતાજીની નિર્મલ પ્રતિભા નીતરે છે ?"

"એ બધું હું શુ જાણુ ભાઈ ? મારામા થોડી જ કલાની દૃષ્ટિ છે ? હુ તો બહુ તો રામાયણ વાચ્યુ, મહાભારત વાચુ કે યોગવાસિષ્ટનાં શુષ્ક પાના ઉથલાવું. પણ કલામાં હુ શુ સમજુ ?"

"પણ હું તને કયા કલાની વાત પૂછુ છું ? હુ તો તારો અભિપ્રાય માગું છુ કે રમાની રેખામા જો તું સીતાજીની રેખા કલ્પે તો તેમાંથી સીતાજીનુ નિર્મલ સૌન્દર્ય ઊપસે કે નહિ ?"

"એ અભિપ્રાય માટે પણ કલાની દૃષ્ટિ જોઈએ અને પેલે દિવસે તુ શું કહેતો હતો—સૌન્દર્ય સાપેક્ષ છે કે એવુ કઇ, ખરું

ને? મને તે કંઈ ન સમજાય હુ તો માત્ર એટલુ જાણુ કે ઘણી વખત એકની એક વસ્તુ જુદાજુદા માણસને જુદીજુદી ભાસે "

"એટલે તુ એમ કહે છે કે મારી માન્યતા ખોટી છે?"

"એવુ હુ ક્યા કહુ છુ? પણ એ વાત જવા દે તુ તારી જ વાત આગળ ચલાવ ને "

"મને એમ થાય છે બા, કે રમા જો પ્રતીક તરીકે બેસે તો હુ જરૂર સીતાજીનુ ચિત્ર ચીતરી શકુ. પણ એ કહેવાય કેમ? તુ કાન્તામાસીને કે રમાને નહિ પૂછે?"

"એના કરતાં, સુરુ, માન કે હું કાન્તામાસીને વિવાહનુ જ કહેણ મોકલાવુ તો?"

સુરેશનુ મુખ લજ્જાથી લાલ બન્યુ તે ક્ષણભર નીચે જોઇ ગયો પછી શરમાતોશરમાતો બોલ્યો

"તે તુ જાણે બા."

"અરે વાહ! આટલો બધો કહ્યાગરો ક્યારનો થઈ ગયો! પેલે દિવસે તો કહેતો હતો કે છોકરાછોકરીના લગ્નનો માબાપ વિચાર કરે એના જેવી મૂર્ખતા બીજી કોઇ નથી, અને આજે બધુ મારી ઉપર છોડી દે છે!"

"તુ તો બા, જાણે વેરભાવ મારી મા બની છે," સુરેશ લાડ કરતા બોલ્યો તેને કમળા પ્રત્યે ઊછળી રહેલ અપાર વહાલને કોઈક રીતે વ્યક્ત કરવુ હતુ, પણ શબ્દો મળતા ન હતા તેણે આગળ ચલાવ્યું. "હુ જાણુ ને કે તને કઇ ને કંઈ ભૂલ કાઢવાની ન મળે તો ચેન જ ન પડે."

કમળા હસી પડી. તેણે કહ્યું "પણ સુરુ, તુ પૂરો વિચાર કરી લે પાછળથી મને દોષ દે તે ન પરવડે. તને ગમતુ હોય તો કહેણુ મોકલુ પણ પરણ્યા પછી તારે સુધરવુ પડશે, હો—"

પણ તે આગળ બોલે તે પહેલાં સુરેશ તેને અટકાવી બોલી ઊઠ્યોઃ

"હવે કોણ જૂઠું? વચન તું તોડે છે કે હું? તારું પુરાણ તે પાછું ખોલ્યુ, ખરુ ને?"

કમળાએ વહાલભર્યા સ્વરે કહ્યુ "ભાઈ, હવે હું ઘરડી થઈ, એટલે મારી સ્મરણશક્તિ પણ ઘરડી થાય એમા કંઈ નવાઈ? એટલે જ તો આ બધુ કોઈના હાથમા મૂકી નિશ્ચિંત થઈ જવાનો વિચાર કર્યા કરું છું."

*

કમળાએ વિવાહનું કહેણ મોકલાવ્યું. રમાએ સમ્મતિ દર્શાવી એટલે કાન્તાના આનંદનો પાર ન રહ્યો. કાન્તા અને કમળા વચ્ચે ઘણો મીઠો સંબધ હતો. કમળાના હાથમા રમા પોતાના હાથમાં જેવી સુરક્ષિત હતી તેવી જ સુરક્ષિત રહેવાની છે એ વિશે કાન્તાને જરા પણ શકા ન હતી વળી કમળામાં જૂના અને નવા વિચારોનો, તૂટતી જતી જૂની રૂઢિઓનો અને જીવનમા દાખલ થતી નવી રૂઢિઓનો સમન્વય કરવાની અસાધારણ શકિત હતી, એટલે રમાની અભિલાષાઓ, રમાના તરંગો અને રમાની પ્રવૃત્તિઓને તે સહૃદયતાથી એક નાજુક લતાની જેમ જતન કરી વિકસાવશે એવી તેને ખાતરી હતી રમાનો અભ્યાસ પૂરો થતા સુરેશ અને રમાનુ લગ્ન થયુ બન્નેને એકબીજા માટે અપાર મમતા હતી, બન્નેને એકબીજા માટે માન હતુ, એટલે માબાપોએ ગોઠવ્યા છતા એ લગ્ન જાણે દરેકને પોતાની ઇચ્છાનું જ પરિણામ હોય એમ લાગતુ.

સુરેશે લગ્ન પછી પોતાની લાબા વખતની સેવેલી એ અભિલાષા પાર પાડવા હવે સંકલ્પ કર્યો; પણ ઘણી વખત તે ચિત્ર ચીતરવાનુ પડતું મૂકી રમાનુ સૌન્દર્ય જ નિહાળ્યા કરતો,

ઘણી વખત પીંછી હાથમા રાખી તે બધુ ભૂલી જઈ રમા તરફ મીટ માડી રહેતો, તો અનેક વખત બન્ને જણ તોફાને ચડી જતા પણ આજે તો એ સકલ્પ કરી બેઠો હતો કે કોઈ પણ રીતે ચિત્ર પૂરુ કરવું જ. પણ રમા તેને એમ ચિત્ર ઝટ શેની પૂરુ' કરવા દે? સુરેશ બીચારો એકાદ વખત તેને સ્થિર બેસવાનું—એ ક્ષણ સ્થિર બેસવાનુ કહે તો કહે "હા, હુ તો પથ્થરની ઢીંગલી ખરી ને કે આમ ને આમ હાલ્યાચાલ્યા વિના જુગના જુગ બેસી રહુ! મારી તો પીઠ દુખે છે હુ તો કઇએ બેસતી નથી" સુરેશ તેને હસાવી મનાવી સમજાવતો, અને રમા થોડોક વખત ચૂપ રહેતી. આજે હવે તેણે તેને થોડોક પજવી ચિત્ર પૂરુ કરાવવાનો સકલ્પ કર્યો હતો. એટલે થોડુંક તોફાન કરી તે ડાહીડમરી થઈ સ્થિર બેઠી સુરેશે ઉલ્લાસપૂર્વક પોતાની પીછી ફેરવવા માડી પણ અરે! આ શુ? તેની પેલી માનીતી રેખાઓ કયા? દિવસો સુધી જેને નિહાળીનિહાળી તેણે સીતાજીની પ્રતિમા કલ્પી હતી તે રેખા રમાના મુખ ઉપરથી આજે ક્યા ઊડી ગઈ? તે અકળાયો કેમ રમાનુ મુખ આજ આવુ લાગતુ હતુ? તેણે પીંછી જમીન ઉપર અફાળી.

"આજ નહિ, રમા, આજ જાણે થાક લાગ્યો છે," તેણે સહેજ નિરાશ બની કહ્યુ.

"એ જો આજ પૂરુ થઈ જાય તો મને હેરાન કરવાની કોઇ દિવસ પાછી તક નહિ મળે એવુ લાગ્યુ હશે, ખરુ' ને ભાઈ સાહેબ? એવા છો કે નિરાતે બેસવા જ ન દો!" રમા આખમાથી અમી વર્ષાવતા બોલી.

સુરેશ જવાબમા ફિક્કુ હસ્યો, તેનુ ધ્યાન અત્યારે એકાએક બીજે જઇ ચડ્યુ હતું. થોડાક દિવસ ઉપર રમાની વર્ષગાઠ હતી.

તે પ્રસગે મહેશે તેને ઉમર ખય્યામની રૂબાઈયતની એક અતિ સુદર સચિત્ર આવૃત્તિ ભેટ આપી હતી, તેમા તેણે લખ્યુ હતુ·

'રમાબહેનને તેમની એકત્રીસમી જન્મતિથિએ ગત જીવનના ધન્ય સસ્મરણની સુખદ અનુભૂતિસહ સપ્રેમ ભેટ

મહેશ'

સુરેશ આ વાંચતા અકળાયો, તેને ચીડ ચડી પણ રમાને તે દિવસે માત્ર એટલી એક જ ભેટ મળી ન હતી તેના બીજા મિત્રો અને બહેનપણીઓ તરફથી પણ જુદી જુદી અનેક ભેટો મળી હતી. એકમાં લખ્યું હતુ:

'To Ramabehn in token of those happy dreams with a hope that they become a bliss-ful reality during the days of golden light to come

The Past is pleasant, is not the Future pleasanter still ?

With many a happy return of the day,

Vinu '*'

સુરેશ આ બધું વાચતા મનમાં ને મનમા બળવા મડ્યો આ બધાને આમ પોતાની લાગણીઓ વ્યક્ત કરવાનો શો અધિકાર ? પણ તે કઈ થોડો જ તેમને કહી શકે કે તમે કોઇ ભેટ ન મોકલશો ?

---

* રમાબહેનને પેલાં સુખદ સ્વપ્નોના સસ્મરણમા, તે કનક-જ્યોતિભર્યા ભાવિ સુદિનોમાં સાચા પડે એ શુભેચ્છા સહ.

ભૂતકાળ મધુર છે—ભાવિ એથી મધુરતર નથી શુ ?

शत जीव शरदः — વિનુ

તેમ રમાને પણ કેમ કહેવાય? વારવાર તેને આ વિચારે હેરાન કરવા મંડ્યા અનેક વખત તેણે પોતાનું માનીતું ચિત્ર સર્જવા પ્રયત્ન કર્યા, પણ તેની પેલી ચિરપરિચિત પ્રાણપ્રિય રેખાઓનાં તેને દર્શન જ ન થાય, અને તે ચિત્ર પડતું મૂકતો. એક દિવસ રમા જરા સારી રીતે સજ્જ થઈ બહાર જવા નીકળી. સુરેશે પૂછ્યુંઃ

"ક્યાં ચાલી રમા?"

"તેની તમારે શી પંચાત?"

"કેમ હું પૂછું પણ નહિ?"

"હું ક્યા તમને પૂછું છું?"

"તે તને કોણ અટકાવે છે?"

"ભલે તમે ન અટકાવો, પણ હું તમને પૂછતા અટકાવની હોઉં તો?"

"તો તારી ઇચ્છા."

રમા હસી પડી. સુરેશના સુંવાળા વાળ સાથે રમત કરતાં કરતાં તેણે કહ્યુંઃ

"આજથી અમારા ગરબાની 'પ્રેક્ટિસ' શરૂ થવાની છે. હું સેક્રેટરી થઈ છું તે તો તમે ક્યાંથી જ જાણો?'

"એમ?"

"હા, અને હું વિનુભાઈનો પેલો 'કોઈ સ્યો સોણાના ફૂલ'-વાળો ગરબો ગવડાવવાની છુ"

સુરેશ મનમા મનમાં બોલ્યો. "બીજો કોઈ ન મળ્યો તે આ જ, અને તે પણ વિનુનો!" પણ તે શુ કહી શકે? વિનુ રમાનો મિત્ર હતો તેમની મૈત્રી એવી ગાટ હતી કે કોલેજમાં અનેક વખત ગપ્પાં પણ ઊડ્યા હતાં કે તે બન્ને પરણવાનાં છે. સુરેશને કાને પણ આ વાત આવેલી, અને વિનુના સદ્‌ભાગ્યની

તેને અદેખાઈ થતી. પણ હવે તો રમા પરણી હતી. શા માટે વિનુએ તેના જીવનમાં હવે આટલો બધો રસ લેવો જોઈએ? તેમ શા માટે રમાએ પણ તેનામા કે તેનાં કાવ્યોમા આટલો બધો રસ રાખવો જોઇએ? શું તેને ન્હાનાલાલનો કોઇ સુદર રાસ ન મળ્યો તે વિનુનો રાસ તેણે પસદ કર્યો? અને એ રાસમા બળ્યુ પણ શુ છે!.. પણ તેનુ મન આ એકદમ ન સ્વીકારી શક્યું. વિનુનો એ રાસ ખૂબ લોકપ્રિય થયો હતો. અનેક સાક્ષરોએ પણ તેના ઉપર સુદર રસભરી સમાલોચના કરી હતી આખા સાહિત્યજગતે તેને ઉમળકાભેર વધાવ્યો હતો તે વસ્તુ એકદમ સુરેશ ભૂલી ન શક્યો, પણ તેના મને પાછી દલીલ કરી "એમા શુ? બે મિત્રોને કહી મૂક્યુ હોય તો તે ગાડા ભરીભરીને વખાણ કરે, અને દુનિયાનો તો રિવાજ છે કે બોલે તેના બોર વેચાય, ગમે તેમ હો, પણ રમા એ રાસ ગાય એ ઠીક તો નથી જ" રમા સુરેશના મુખ ઉપરથી તેનો ભાવ સમજી ગઇ સહેજ વિષાદયુક્ત સ્મિત કરી તે ચાલી ગઇ

*

સુરેશે પોતાના જીવનસ્વપ્નને સિદ્ધ કરવા અનેક પ્રયત્ન કર્યા; પણ પેલી રેખાઓ કેમે કરીને તે રમાના મુખ ઉપર જોઇ શકતો નહિ આથી તે અકળાતો, અસ્વસ્થ બનતો, પણ તેથી મૂંઝવણ થોડી જ દૂર થાય? એક દિવસ એ મૂંઝવણમા તેને મોડે સુધી ઊંઘ ન આવી. વિચારોથી તે થાકીને લોથપોથ જેવો થઈ ગયો આખ સહેજ મળતાં તે એક સ્વપ્નમા પડ્યો· કોઇ સુંદર તળાવને આરે ખીલતા પ્રભાતની ખુશનુમા લહરી અનુભવતો તે ઊભો હતો. સામે તેણે એક અત્યત સુંદર નાજુક કમળ વિકસતુ જોયું આવું કમળ પોતે તો શું પણ જગત ઉત્પન્ન થયું ત્યારથી

અત્યાર સુધીમા બીજા કોઈએ પણ જોયું હશે કે કેમ તેની તેને શકા થઈ આકાશમા સૂરજની કોર નીકળી, સૂરજનુ મુખ આનદથી પ્રફુલ્લિત હતુ કમળને તેણે સ્નેહાર્દ્ર સ્મિતે વધાવ્યુ સૂરજને જોતા કમળ જાણે હર્ષથી ગાઢુ બન્યુ, બન્નેએ પ્રેમનુ તારામૈત્રક રચ્યુ! કમળ આનદથી જાણે નાચવા મડ્યુ સૂરજ જાણે સ્નેહની જ્યોત વર્ષાવવા મડ્યો એવામા એક આછી પવનલહરી નાચતી કૂદતી આવી

"કેમ કમલિની રાણી! જાગ્યા?"

કમલિનીએ મુખ મલકાવ્યુ

પેલી લહરીએ તેની સાથે ગમત કરવા માડી: "તમે હવે અમારો શેના ભાવ પૂછો? હવે યાદે શેના કરો?" એમ કહી તેણે તેના મુખ ઉપર એક આછી ટપલી લગાવી.

કમલિની મીઠુ હસી: "હુ તો કઈ યે ભૂલુ એવી નથી. તમે બધા મને ભૂલી જાઓ એવા છો"

"ખોટી વાત, ખોટી વાત," કહેતો એક ભમરો કમલિનીના ઉરમાંથી ગણગણતો નીકળ્યો, સૂરજનુ મુખ જરા ઉગ્ર બન્યુ ભમરાએ આગળ ચલાવ્યુ

"આખી રાત અધારામા પુરાઈ રહ્યો તેનુ જાણે કઈ નહિ, ને પેલા ભાઈસાહેબે જરાક ડોકિયુ કર્યુ એટલે જાણે દુનિયામા હવે બીજુ કોઈ છે જ નહિ તેમ તેના તરફ જ ગાડી બની જોયા કરે અમારી હવે તને પરવા પણ શી કમલિની રાણી?"

"જો એવુ ખોટુ બોલીએ તો પાપ લાગે" ભમરાને જરા લાડ લડાવતા કમલિની બોલી "હુ નો તમને કોઈને યે ભૂલતી નથી ભૂલવાની નથી આખી રાત કેદમા પુરાઈ રહ્યો ને હુ કઈ ભૂલુ? તેનો બદલો તો ક્યાથી આપુ, પણ લે માગ અનન્ત સ્વપ્ન જેવી આ થોડીક સુવાસ—તીવ્ર નથી, કોમળ છે—મારા હૃદય જેવી"

ભમરો ગૂં ગૂ કરી આનંદથી કમલિનીની આસપાસ નૃત્ય કરવા મંડ્યો

સૂરજ વધુ ઉગ્ર બન્યો, તેના ઉગ્ર કિરણોને આંખને આંજી દેતા અટકાવવા કમલિની વારંવાર આમતેમ જોવા મંડી એવામાં થોડેક દૂરથી એક સારસે ટહુકો કર્યો:

"કમલિનીબહેન, ક્યારનો હું અહીં ઊભો છું, પણ તમે શેના જુઓ? હા, ભાઇ, હવે સૂરજદેવ મળ્યા એટલે કોણ અમારો ભાવ પૂછે!"

કમલિની હસી પડી. "તમે બધા કેવા થઇ ગયા છો! સૂરજદેવ મળ્યા એટલે હું ગાંડી જરૂર બનું, પણ તમે બધા મારા છો તે કંઈ થોડા જ તેથી બીજાના થવાના છો?"

સુરેશને લાગ્યું કે સૂરજ જાણે વધુ ઉગ્ર બન્યો, આકાશમાંથી જાણે અગ્નિકણ વર્ષવા લાગ્યા, અને કમલિનીનું મુખ જાણે કરમાતું હોય એમ લાગ્યું એકાએક તે ચમક્યો તે કરમાતા કમલિનીના વદનમાં આ શું? રમાના મુખની ગમગીન વિષાદયુક્ત રેખાઓ! તે જાગી ઊઠ્યો. સ્વપ્નું કેમે કરીને તેના મન આગળથી ખસે નહિ. તેને અકળામણ થવા લાગી પેલી રેખાઓ કેમ તે જોઈ શકતો ન હતો તે જાણે તેને સમજાતું હોય, પોતાની ઝેરી ઈર્ષ્યાભરી દૃષ્ટિએ જાણે તેણે રમાના વદનને કરમાવી નાખ્યું હોય, અને એમ કરી કોઈ અત્યંત પવિત્ર વસ્તુનું તેણે ખૂન કર્યું હોય એમ તેને લાગ્યું તેને કમળાના શબ્દો યાદ આવ્યા· "ભાઈ, સીતાને ચીતરવા તો વાલ્મીકિનું હૃદય જોઈએ" સીતાને ચીતરવાની વાત તો બાજુએ રહી—પોતાની સીતાને તેણે કરમાવી નાખી હતી તેનું શું? પોતાની જાત પ્રત્યે તેને ઘૃણા છૂટી. રમાના વિશાળ ઉદાર હૃદય આગળ અત્યંત ક્ષુદ્ર, હીન જેવો પોતાની જાતને તે જોવા મંડ્યો પેલું કરમાઈ જતું કમળ તેને યાદ

આવ્યુ. શું પોતાની રમાને તે કરમાઈ જતી નહિ અટકાવી શકે? હજુ મોડું થયુ ન હતું શા માટે તે તેના મિત્રોની અદેખાઈ કરે? શું રમા તેને પરણી એટલે પોતાના મિત્રોને ભૂલી જાય? તેનુ હૃદય દુ:ખભારથી દબાઇ ગયુ રમાના ઉદાર હૃદયમા ડૂબી જઈ તેની માફી માગવા તે તલસી ઊઠયો સીતાને ચીતરવા નહિ પણ સીતાને સાચવવા—વાલ્મીકિનું હૃદય મેળવવા—તેણે દૃઢ સંકલ્પ કર્યો. તે ઊઠયો પાસેના પલગમા રમા સૂતી હતી પશ્ચાત્તાપનાં આસુથી ધોવાઈ નિર્મળ થયેલ વદન જેવુ શરદનુ નિરભ્ર, સ્વચ્છ આકાશ શોભતુ હતુ. બારીમાથી ચદ્રનો મૃદુ શીતળ પ્રકાશ આવતો હતો. સુરેશે મચ્છરદાની આઘી કરી ચદ્રનુ તેજ રમાના શાન્ત, નિર્મળ, સ્નિગ્ધ, સ્મિતભર્યા વદન ઉપર પડતુ હતુ સુરેશના અગેઅંગમા હર્ષની એક પ્રચંડ લહરી ઊઠી. જે રેખા તેણે ગુમાવી હતી તે કેવી શુચિસ્મિત કરતી રમાના વદન ઉપર વિકસી રહી હતી! ગાડો બની તે રમાના નિર્દોષ મુખને નિરખી રહ્યો. તેના વદન તરફ તે નમ્યો. ચદ્રનુ તેજ આખા ખડમા જાણે સહેરવા લાગ્યુ સુરેશને જાણે કોઈ સુમધુર કંઠે ગાઈ રહ્યુ હોય એવો ભાસ થયો:

'કોઇ લ્યો સોણાના ફૂલ!'



